शेठ नारायणदास तथा जेठानंद आसनमल पुष्टिमार्गीय ग्रंथमाला. रत्न १३.

# श्रीमद्वल्लभाचार्यजीना वंशनी वंशावली.

( संवत् १९९८ पर्यन्त. )

संग्राहक तथा संशोधक,

अत्यन्त श्रम तथा आग्रहथी तैयार करनार तथा शोधनार

परम भगवदीय **रणछोडदास वरजीवनदास पेटलादी**

तथा **शास्त्रीजी कल्याणजी कानजी**

प्रकाशक

स्वर्गस्थ शेठ नारायणदास तथा जेठानंद आसनमल ट्रस्ट फंडना ट्रस्टीओ.

ठे. २३६. कालकादेवी रोड, मुंबई २.

मुद्रक

विष्णु रघुनाथ जोगळेकर,

जगदीश्वर प्रिंटिंग प्रेस, गिरगाम, गायवाडी, मुंबई ४.

आवृत्ति १ ली. ] प्रति २५०० [ सन १९४२

न्योछावर रु. १-४-०.

शेठ नारायणदास तथा जेठानंद आसनमल पुष्टिमार्गीय ग्रंथमाला. रत्न १३.

# श्रीमद्वल्लभाचार्यजीना वंशनी वंशावली.

( संवत् १९९८ पर्यन्त. )


संग्राहक तथा संशोधक,

अत्यन्त श्रम तथा आग्रहथी तैयार करनार तथा शोधनार

परम भगवदीय **रणछोडदास वरजीवनदास पेटलादी**

तथा **शास्त्रीजी कल्याणजी कानजी.**



प्रकाशक,

स्वर्गस्थ शेठ नारायणदास तथा जेठानंद आसनमल ट्रस्ट फंडना ट्रस्टीओ.

ठे. २३६, कालकादेवी रोड, मुंबई २.

मुद्रक,

**विष्णु रघुनाथ जोगळेकर,**

जगदीश्वर प्रिंटिंग प्रेस, गिरगाम, गायवाडी, मुंबई ४.

आवृत्ति १ ली. ] प्रति २५०० [ सन १९४३

**न्योछावर रु. १-४-०.**

# आवश्यक निवेदन.

शास्त्रीजी कल्याणजी कानजीए संस्कृत वंशावलीनी प्रेसकोपी जाते तैयार करी छपाववाने अमारापर मोकली आपी हती. त्यार पछी एमना कहेवा परथी मालम पड्युं के प. भ. भाई रणछोडदासे पुष्कल श्रम लई समग्र वंशावली तैयार करी छे, अने एमणे छपाववाने पण प्रयत्न कर्या हता, पण ते कार्य करी शक्या न हता. अमे तेमने बोलावी छपाववानुं स्वीकार्युं, ते परथी फरी श्रम लई ए कार्य एमणे शरु कर्युं. प्रकृति शिथिल होवाथी कार्य लंबायुं, अने ते पुरुं थतां पहेलां तेओ आशरे छ मास पर भगवद्धाममां पधार्या. ए कार्य पुरुं करवाने अमे पाछी शास्त्रीजी कल्याणजीनी सहाय लीधी, अने एमणे श्रम लई बाकीनुं कार्य पुरुं करी आप्युं. आ परथी मालम पडशे के, शास्त्रीजीए ज कार्यनी शरुआत करी, अने संपूर्ण पण एमनेज हाथे थयुं.

जो के भाई रणछोडदासे बहु श्रम लीधो छे, तो पण विषयज एवो छे के आटली बधी तिथिओ अने वर्षोमां कोईक भूलो रही गई होय. माटे अमे विनंति करीये छीये के कोई पण वैष्णवने आमां भूलो जणाय तो तेनी पाकी तपास करी शुद्ध तिथि वर्ष वगेरे अमने लखी जणाववां, तेमज अन्य भूलो जणाय ते सूचववी, के बीजी आवृत्तिमां अमे ते सुधारी शकीये.

पुष्टिमार्गीय भक्तोने अने भगवद्मंडळीओमां आ ग्रंथ बहु उपयोगी थशे, ए विचारथी अमारा चित्तने प्रसन्नता प्राप्त थाय छे, अने भाई रणछोडदास तथा शास्त्रीजी कल्याणजीनो उपकार मानी वैष्णवोना श्रीहस्तमां आ उत्तम ग्रन्थ मुकतां अमने अतिशय आनंद थाय छे.

**शेठ नारायणदास तथा जेठानंद आसनमल ट्रस्ट फंडना**
**ट्रस्टीओना भगवत् स्मरण.**



श्रीकृष्णाय नमः
श्रीगोपीजनवल्लभाय नमः

# ઉપોદ્ઘાત.

શ્રીકૃષ્ણ સદાનંદ છે. તે કયારેક **एकोऽहं बहु स्याम्** ઇત્યાદિ વિચારે છે ત્યારે બહુરૂપ થાય છે. એટલે જગદ્રૂપે પ્રકટે છે. તે સમયે પણ સ્વસામર્થ્ય તો સ્વાયત્ત હોય છે. જીવરૂપ થાય છે ત્યારે તે અંશરૂપ હોવાથી તેનું સામર્થ્ય અંશરૂપે ઓછું જણાય છે. **अंशो नानाव्यपदेशात्, ममैवांशो जीवलोके** ઇત્યાદિ વ્યાસ સૂત્ર ભ. ગીતા વગેરેમાં તેને અંશ કહ્યો છે. કેટલાક તેને અવિદ્યામાં પ્રતિબિંબિત માને છે. તેઓ રામકૃષ્ણાદિને પણ માયામાં પ્રતિબિંબિત માને છે. તેમને તો પરમાર્થમાં કેવલ ચેતન શિવાય સર્વત્ર માયા છે. એથી તો તેઓ માયાવાદી નામથી પ્રસિદ્ધ છે.

ભગવાન જ્યારે જગત્ કરે ત્યારે '**तेने ब्रह्म हृदा य आदिकवये**' એ ન્યાયથી પોતે વેદરૂપે સ્વયમાવિર્ભૂત થાય છે, તે વાત નિબંધ સર્વનિર્ણયની કારિકા ૧૪૭ માં નીચે પ્રમાણે આજ્ઞા કરે છેઃ—

**अपञ्चीकृतरूपं हि सूत्रमात्रं स्वयं हरिः।**
**सुषुम्णामार्गतो व्यक्तः शब्दब्रह्म प्रकाशते ॥**

ગીતામાં

**अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्।**
**विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥**
**१८।१४**

એ ભગવદ્ગીતામાં કહેલ કાલ, કર્મ, સ્વભાવ, માયા અને ભગવાનથી રૂપપ્રપંચ થાય છે, તે બધાની નામપ્રપંચમાં જરૂર નથી, તેથી સૂત્રમાત્રને કારણ કહેલ છે. પ્રકૃતિથી પ્રથમ પ્રકાર તે મહત્તત્ત્વ. તેના બે અંશ, જ્ઞાનાંશ એ મહત્તત્ત્વ અને ક્રિયાંશ તે સૂત્ર કહેવાય છે. તે સૂત્ર અપંચીકૃત સ્વયં ભગવદ્રૂપ છે. અવકાશ મળતાં સુષુમ્ણાદ્વારા પ્રકટે છે, તે શબ્દબ્રહ્મ નામથી પ્રસિદ્ધ છે, જેને આપણે વેદ કહીએ છીએ, શ્રીભાગવત પુરાણ ગણાય છે. પુરાણ વેદનો વિસ્તાર કરનાર છે. ભા. એકાદશ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં વેદની નિત્યતા અને ઉત્પત્તિ નીચેના શ્લોકમાં કહી છે.

**स एष जीवो विवरप्रसूतिः प्राणेन घोषेण गुहां प्रविष्टः। मनोमयं सूक्ष्ममुपेत्य रूपं मात्रा स्वरो वर्ण इति स्थविष्ठः ॥ १७ ॥ यथाऽनलः खेऽनिलबन्धुरूष्मा बलेन दारुण्यधिमथ्यमानः । अणुः प्रजातो हविषा समिध्यते तथैव मे व्यक्तिरियं हि वाणी ॥ १८ ॥ एवं गदिः कर्मगतिर्विसर्गो घ्राणो रसो दृक् स्पर्शः श्रुतिश्च। सङ्कल्प विज्ञानमथाभिमानः सूत्रं रजःसत्त्वतमोविकारः ॥ १९ ॥ अयं हि जीवस्त्रिवृदब्जयोनिरव्यक्त एको वयसा स आद्यः। विश्लिष्टशक्तिर्बहुधेव भाति बीजानि योनिं प्रतिपद्य यद्वत् ॥ २० ॥**

આ શબ્દબ્રહ્મનો વિવરમાં પ્રસવ થતાં તે પ્રાણ દ્વારા શબ્દ વડે **પરાવાણી**રૂપે આધારચક્રમાં પ્રકટે છે. ત્યાંથી મનોમય સૂક્ષ્મરૂપ લઈ **પશ્યન્તી**રૂપે મણિપૂર ચક્રમાં આવે છે. ત્યાંથી **મધ્યમા**રૂપે વિશુદ્ધિ ચક્રને ભેદીને વૈખરીરૂપે ચતુર્થી અવસ્થાએ વાણીરૂપે પરોપભોગ્ય થાય છે, ત્યારે તે સ્વર વ્યંજન વિશિષ્ટ બને છે. કાષ્ટ મથતાં તેમાંથી સૂક્ષ્મ અગ્નિ પ્રકટે, તે વાયુની સહાયથી વધતાં તેમાં ધૃતાદિ પડતાં મોટું રૂપ ધરે છે, તેવું વાણીનું પણ સમજવાનું છે. એમાંથીજ દશ ઇંદ્રિયોનાં કાર્યો ઉત્પન્ન થાય છે. તે દશ ઇન્દ્રિય, પાંચ પ્રાણ વગેરે મળીને સત્તર તત્ત્વ જ્યારે ચેતનયુક્ત થાય ત્યારે જીવ કહેવાય છે. તે સૂક્ષ્મદેહના નામથી પ્રસિદ્ધ છે. અનેક શરીરને ધરે છે અને છોડે છે. એનો મોક્ષ થાય તેને મુક્તિ કહે છે.

આ બધી વિદ્યા વૈદિક કહેવાય છે. એ વિદ્યાની સંખ્યા ૧૪ ની છે.

**पुराणन्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः।**
**वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥**
**याज्ञ. स्मृति.**

પુરાણ ૧૮ છે, ન્યાય ગૌતમ કણાદ ભેદથી (સમ ચતુર્દશ પદાર્થના જ્ઞાનથી મોક્ષ માનનાર) બે પ્રકારનો છે. મીમાંસા પણ બે છે. પૂર્વ મીમાંસા બાર અધ્યાયની છે. (સંકર્ષણ કાંડ ચાર અધ્યા-

યનો છે તેમાં ઉપાસના બતાવી છે.) તે પૂર્વ મીમાંસામાં કર્મરૂપ બ્રહ્મનું પ્રતિપાદન છે. બ્રહ્મ કર્મથી અને જ્ઞાનથી અનુભવાય છે. ઉત્તર મીમાંસા ચાર અધ્યાયની છે, તેમાં શ્રુતિઓનો બ્રહ્મમાં સમન્વય કર્યો છે. તેમાં બ્રહ્મના જ્ઞાનથી મોક્ષ માન્યો છે. ધર્મશાસ્ત્ર મનુ, યાજ્ઞવલ્કયાદિ ઋષિપ્રણીત શાસ્ત્રો છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છન્દ, જ્યોતિષ, નિરુક્ત એ વેદના છ અંગો વેદની રક્ષા માટે છે. ચાર વેદ તથા પુરાણાદિ મળીને ૧૪ વિદ્યા થાય છે. ઉપવેદને મેળવો તો અષ્ટાદશ વિદ્યા છે. એ વિદ્યા ભણાવનાર આચાર્ય કહેવાય છે. ગુરુદ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે. સ્વયં શ્રમ કરવાથી એવું જ્ઞાન થતું નથી, જેવું ગુરુકૃપાથી થાય છે. તેથી તો કહ્યું છે કેઃ—

**गुरुसुश्रूषया विद्या केवलेन धनेन वा ।**
**अथवा विद्यया विद्या चतुर्थी नोपपद्यते ॥**

લૌકિક વિદ્યા ભણાવનાર વિદ્યાગુરુ કહેવાય છે. બ્રહ્મવિદ્યાનું દાન કરે તે મુખ્ય ગુરુ કહેવાય છે. ધર્મશાસ્ત્રમાં તો પિતાને મહાગુરુ કહ્યા છે. ઉપનિષદોમાં ઋષિઓએ પોતાના શિષ્યોને કૃપા કરીને વિદ્યા આપ્યાના દાખલા મળે છે. શતપથબ્રાહ્મણ, બૃહદારણ્યક વગેરેમાં ઋષિવંશોનું વર્ણન જોવામાં આવે છે. આ વંશો–વિદ્યાના ઉપદેશદ્વારા એક ગુરુના બે ચેલા હોય તે બન્ને પુનઃ પોતાના શિષ્યોને ઉપદેશ આપી તેના ગુરુ બને એમ એ વંશો ચાલે છે. તેવો વંશસંબંધ યૌન સંબંધથી પણ થાય છે. એક પુરુષના અમુક પુત્રો હોય તે સમાવર્તન કરી ગૃહસ્થાશ્રમ કરે તેમને સ્ત્રીસંબંધથી પ્રજા થાય છે તે એક બાપનો વંશ ગણાય છે. એથીજ સિદ્ધાન્તકૌમુદીમાં કહ્યું છે કે **वंशो द्विधा, विद्यया जन्मना च** તેમાં પણ બૈજીકસંબંધ કરતાં વિદ્યાસંબંધનું ગૌરવ પ્રથમ તો વિશેષ જોવામાં આવતું. હાલમાં તો લોકોનાં મન અસ્થિર થતાં બન્ને સંબંધથી લોક ઉદાસીન જણાય છે, છતાં પરંપરા બન્ને નષ્ટ થતી નથી તેટલું સારૂં છે. બીજા દેશો તો અલૌકિક શ્રેયઃ કરતાં લૌકિકને વિશેષ માન આપે છે.

લોકમાં ગૃહસ્થાશ્રમમાં રહી પ્રજા પાછળ પ્રજા ઉત્પન્ન થતાં તેમના વંશો ચાલ્યા છે. તેવા વંશો આપણે શ્રીભાગવતાદિમાં (સોમવંશ, સૂર્યવંશ વગેરે) નવમસ્કંધમાં જોઇએ છીએ. ભક્તનું સ્મરણ ભક્તિમાં ઉપયોગી હોવાથી તે વંશની ઉપયોગિતા તેમાં કહેવામાં આવી છે. તેવીજ સંપ્રદાયોની વાત પણ પુરાણમાં કહેવામાં આવી છે. તેમાં બ્રહ્માજીથી માનસિક પુત્રો સનકાદિ થયા. તે અનાદિકાલ થયા છતાં અદ્યાપિ પાંચ વર્ષનાજ હોય તેવા દેખાય છે, તે

**पञ्चषड्ढायनाभोभाः पूर्वेषामपि पूर्वजाः**
**भा. ७।१।३६**

એ ભાગવતના શ્લોકથી આપણે જાણીએ છીએ તેમના આયુષ્યનો વ્યય નથી થતો, એ તેના બ્રહ્મચર્યને આભારી છે. એ લોકો મૈથુન સંસર્ગથી પર છે. એટલે એ સદા ત્રિલોકના સુખથી પર છે. કેવળ ભગવદ્ધ્યાનનિષ્ઠ હોવાથી તેમને ષડૂર્મિઓ બાધક થતી નથી.

સંપ્રદાયોમાં **श्रीब्रह्मरुद्रसनकावैष्णवाः क्षितिपावनाः । चत्वारस्ते कलौ भाव्याः संप्रदायप्रवर्तकाः ॥** પદ્મપુરાણમાં ઉપરનો શ્લોક કહ્યો છે. તેમાં રામાનુજ, માધ્વ, નિંબાર્ક, વિષ્ણુસ્વામી એ ચાર સંપ્રદાયો કલિયુગમાં થવાનું કહ્યું છે. એ સંપ્રદાયો પણ કલિમાં શિથિલ જોવામાં આવ્યા ત્યારે શ્રીવલ્લભાચાર્ય થયા. તેમણે ભક્તિમાર્ગનું વારંવાર મંડન કર્યું છે. આ સંપ્રદાયના આચાર્યો પોતે અમુક દેવાંશ રૂપે ભગવદાજ્ઞાથી પ્રકટે છે, એમ પોતે શ્રીમુખથી કહે છે. સંપ્રદાયના પ્રવર્તક તો ભગવાન્ છે. તે જગતને રચી તેમાં ફરનારને ભગવન્માયા બાધા ન કરે તે રીતે પોતે તેને ગુરુરૂપે ભૂતલ ઉપર આવી જ્ઞાન આપીને માર્ગ બતાવે છે, તે દ્વારા તે ભગવાનને પ્રાપ્ત કરે છે. તે વાત શ્રીભાગવતમાં વ્યાસજી મહારાજે અનેકવાર કહી છે, એટલે એ વાત અહીં વધારે કહેવાની જરૂર નથી. શ્રીવલ્લભાચાર્યજી પોતે કેમ ભૂતલ પર પધાર્યા તે વાત શ્રીભાગવતની ટીકા શ્રીસુબોધિનીમાં પોતે પ્રથમસ્કંધના આરંભમાં લખે છે કેઃ—

**अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानरा-**
**द्वाक्पतेरन्यस्तत्र विधाय मानुषतनुं मां**
**व्यासवच्छ्रीपतिः । दत्त्वाज्ञां च कृपावलोकन-**
**पटुर्यस्मादतोहं मुदा गूढार्थं प्रकटीकरोमि**
**बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥**

વાણીના પતિ શ્રીવૈશ્વાનર સિવાય બીજો કોઇ ભગવત્ સંકેતિત અર્થને કહેવાને સમર્થ નથી,

તેથી ભગવાને મને બ્રાહ્મણ દેહ આપી વ્યાસની પેઠે પોતાનો અભિમત અર્થ પ્રસિદ્ધ કરવા ભૂતલમાં જન્મ લેવાની આજ્ઞા કરતાં કૃપાદષ્ટિથી જોયું. જેથી હું વ્યાસનો મનીષિત ભાગવતાર્થ કહેવાને સમર્થ થઈ શકીશ.

આ શ્લોકમાં ભાગવતના અનેક ટીકાકારોમાં કોઈએ આવું કહીને ટીકાનો આરંભ કર્યો નથી. શ્રીવલ્લભાચાર્યે શ્રીભાગવતનો ખરો ભગવદભિમતાર્થ પ્રકટ કરવા માટે ભૂતલ ઉપર આવવાનું પોતે જણાવ્યું છે, તે અમને તો સંપૂર્ણ રીતે સત્ય જણાય છે.

ઋગ્વેદમાં ૮।૨।૨૩।૪ **विष्णुसूक्त**માં આ મંત્ર છે, તેમાં વાણી પોતાનું તાત્પર્ય કોને બતાવે છે તે લખ્યું છે. તે જાણવા જેવું હોવાથી અહીં તે મંત્રનો સાર્થ નિવેશ કર્યો છે.

**उतत्वः पश्यन्न ददर्श वाचमुतत्वः शृण्वन्न शृणोत्येनाम् । उतोत्वस्मै तन्वं विसस्रे जायेव पत्य उशती सुवासाः ॥**

આ મંત્રમાં **त्वः**નો અર્થ એક થાય છે. એટલે એક માણસ વાણીને જુએ છે છતાં, તેને દેખી શકતો નથી, એક કાનથી વાણીને સાંભળે છે છતાં, તેનું હાર્દ તે જાણી શકતો નથી, પરંતુ સુવાસિની સ્ત્રીની માફક પોતાના પતિને તે પોતાના ગુપ્ત અભિપ્રાયને દેખાડે છે, તે જ તેના ખરા અર્થને જાણે છે, બીજો જાણી શકતો નથી.

તે જ વાત શ્રીગુસાંઈજી પોતાના પિતાની સ્તુતિ કરતાં શ્રીવલ્લભાષ્ટક નામના સ્તોત્રમાં કહે છે કેઃ—

**न ह्यन्यो वागधीशाच्छ्रुतिगणवचसांभावमाज्ञातुमीष्टे । यस्मात् साध्वी स्वभावं प्रकटयाति वधूरग्रतः पत्युरेव ॥ तस्माच्छ्रीवल्लभाख्य त्वदुदितवचनादन्यथा रूपयन्ति भ्रान्ता ये ते निसर्गत्रिदशरिपुतया केवलान्धंतमोगाः ॥**

વૈશ્વાનર વગર બીજો કોઈ વાણીનો પતિ નથી. આપ વાક્પતિ હોવાથી શ્રુતિરૂપ વાણી આપની પાસે ખરો અર્થ ખુલ્લો કરે છે. તેથી આપનું કથન સત્ય છે. તેનાથી વિરૂદ્ધ કહેનાર કેવળ દેવના શત્રુ હોઈને તે મિત્રપુત્રના અતિથિ થવાને લાયક છે.

શ્રીવલ્લભાચાર્યજી આધિદૈવિક આનંદરૂપ છે, તે પોતેજ **अग्निश्चकार तत्त्वार्थदीपं भागवते महत्** ઈત્યાદિમાં કહે છે.

હવે અહીં એક લૌકિક શંકાને અવકાશ છે તે એજ કે પોતે પોતાના શ્રીમુખથી એમ કેમ કહે કે હું અગ્નિ છું. તેના ઉત્તરમાં કહેવાનું કે ભગવાન્ સ્વતંત્ર છે, તેમ કહેવાને યોગ્ય છે. બીજા તેમ ન કહી શકે એ વાત ભગવાને ગીતામાં કહી છે.

**'अहं सर्वस्य प्रभवः मत्तः सर्वं प्रवर्तते ।'**
**'अहं वैश्वानरो भूत्वा' 'पचाम्यन्नं चतुर्विधम् ।'**
**'इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।**
**विवस्वान् मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ।'**
**'बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥'**

ઈત્યાદિનું સમાધાન તે આ શંકાનું સમાધાન સમજવાનું છે.

શ્રીવલ્લભાચાર્ય સાક્ષાત્ ઈશ્વર કહ્યા તો તેમાં કોઈથી અતિશયોક્તિની શંકા કરાય તેવું નથી. તેમની વાણીમાં દૈવીજીવોને ઐશ્વર્ય દેખાય છે. તેમણે શ્રીભાગવતની ટીકા લખી છે, શ્રીવિઠ્ઠલનાથજી પ્રભુની આજ્ઞાથી પોતે ગાર્હસ્થ્ય કર્યું. તેમાં તેમને બે પુત્ર થયા. તેમાં પ્રથમ પુત્ર શ્રી ગોપીનાથજી થયા. તેમને એક પુરુષોત્તમજી નામના થયા, તે ગોપીનાથજીના વંશના પ્રથમ અને છેલ્લા પુત્ર હતા. તેમનો વંશ આગળ ચાલ્યો નહિ.

દ્વિતીય પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી થયા. તેમણે બે લગ્ન કર્યાં. પ્રથમ સ્ત્રીથી છ લાલજી થયા, ત્યારે દ્વિતીયામાં એક લાલજી થયા. શ્રીવિઠ્ઠલનાથજી પોતાના પિતાના પ્રતિબિંબરૂપ થયા. સમર્થ પંડિત અને અદ્વિતીય ભાવુક થયા. તેમણે અનેક ગ્રંથો રચ્યા, અને પોતાના પિતાના ગ્રંથોને સમજાવવાને અનેક ટીકા, ટિપ્પણો, સ્વતંત્ર લેખો વગેરે કર્યાં છે. શ્રીમદ્અણુભાષ્યનામનો ગ્રંથ તેમના પિતાએ આરંભેલો, પરંતુ ભગવાનની આજ્ઞા થતાં તે ગ્રંથ સંપૂર્ણ કર્યા પહેલાં તેમને ભૂતલ છોડવું પડ્યું. તે ગ્રંથ શ્રીગુસાંઈજીએ સંપૂર્ણ કર્યો છે. તે ઉપરાંત વિદ્વન્મંડન નામનો સ્વતંત્ર વાદગ્રંથ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદન કરનાર કર્યો છે. તેઓ ઉત્તમ કવિ હતા. પુષ્ટિમાર્ગના પ્રવર્તક તેઓ પોતે છે એમ કહીએ તો કાંઈ ખોટું ન ગણાય.

તેમના સાત પુત્રો પણ બધા અસાધારણ પંડિત અને બધા ગ્રંથકારો થયા. બધાના ગ્રંથો ઉપલબ્ધ થાય છે. તેમના વંશજોમાં શ્રીકલ્યાણરાયજી, શ્રી

દેવકીનંદનજી વગેરે સમર્થ પંડિતો થયા છે. શ્રી કલ્યાણરાયજીના શ્રીહરિરાયજી મહાનુભાવ થયા છે તેમણે સેંકડો ગ્રંથો કર્યા છે, તે અત્યંત ભક્તિનિષ્ઠ હતા, તેમણે દીર્ઘાયુષ્યમાં ભક્તિનો સંપૂર્ણ અનુભવ કર્યો. શ્રીબાલકૃષ્ણજીના વંશમાં શ્રીપુરુષોત્તમજી મહારાજ ૧૭૨૪ માં થયા. તેમણે નવ લક્ષ શ્લોકનું સાહિત્ય સંપ્રદાયને અર્પણ કર્યું છે. એવી રીતે શ્રીવલ્લભવંશ સુગૃહીતનામધેય છે, પ્રાતઃસ્મરણીય છે. તેમના વંશની આ વંશાવળી તૈયાર કરવામાં આવી છે. જગતમાં ભગવાન પધારે તો તેની પણ લોક નિંદા સ્તુતિ કરે, તેમ સર્વ વસ્તુમાં સામાન્ય નિયમના અપવાદ પણ મળે છે. તેમ આમાં કાળે કરીને કોઇને દોષ જોવામાં આવે, તો તે, ભક્તોએ કલિનો મહિમા જાણી પોતાની ભક્તિમાં ન્યૂનતા થવા ન દેવી. શાસ્ત્ર તો પોકારીને કહે છે કેઃ–

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥**

ગુરુનો ઉપદેશ તેમાં ભક્તિ હોય તો સિદ્ધ થાય છે. માટે તો શાસ્ત્ર કહે છે કે '**स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।**' '**त स्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥**'

શ્રીવલ્લભાચાર્યજી પણ નિબંધમાં આજ્ઞા કરે છે કેઃ–

**कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।**
**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥**
**सर्व. २२५ ॥**

ગુરુ કરવા તો તેમાં આપણી બુદ્ધિ સ્થિર કરવી. તેમાં મુખ્ય તો ગુરુ કૃષ્ણસેવાપરાયણ જોઇએ, દંભાદિ તેમાં ન હોવા જોઇએ, શ્રીભાગવતના તત્ત્વને જાણનાર હોવા જોઇએ. આવા ગુરુઓ મળે તો તેની સેવા કરતાં જીવ કૃતાર્થ થાય છે. તેને બીજું કર્તવ્ય નથી. પરંતુ ગુરુમાં ભાવ મરતાં સુધી એક રસ રહે તો કાર્ય થાય. તેથી તો શ્રીમદાચાર્યજીએ પોતાના વંશમાં ઉપદેશનું દાન કરવાનું રાખ્યું છે છતાં, ગુરુત્વ તો પોતાને વિષેજ સ્થાપન કર્યું છે, એટલે તો હાલમાં મંત્ર આપનાર ગુરુદ્વાર ગણાય છે.

ગુરુએ પણ યોગ્ય શિષ્ય ન મળે તો ઉપદેશ ન આપવો એવું શાસ્ત્રમાં છે. **विद्यया सहितो विद्वान् म्रियेतैवाविचारयन्** પરંતુ અસત્‌ને તે તે વિદ્યા ન આપે એમ ઉત્તરાર્ધમાં છે. ગુરુઓ સત્પાત્રમાં વિદ્યાનું દાન કરે તો તેને બહુ યશ પ્રાપ્ત થાય છે.

**वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे**
**न च खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा ।**
**भवति च पुनर्भूयान् भेदः फलं प्रति तद्यथा**
**प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदां चयः॥**

એ કાલિદાસ કવિની ઉક્તિમાં પણ સત્પાત્રમાં દાન ફલિત થાય છે તેવું અસત્‌માં થતું નથી એ વાત સ્પષ્ટ છે. પુષ્ટિમાર્ગમાં પણ ચોર્યાશીબસોબાવનમાં જે ભક્તિનો પ્રકાશ દેખાયો તે પછીથી ન જણાયો, તેનું કારણ ગુરુશિષ્યની ભક્તિના તારતમ્યથી ભેદ છે, અથવા આપણો તે જાણવાનો અધિકાર નથી તેથી આપણને એમ જણાય છે.

આ વંશાવલી નામનો ગ્રંથ આજ સુધી છપાયો ન હતો. ગોવર્ધનદાસ યદુવંશીયના વખતમાં કોઇએ શ્રીવલ્લભવંશ કલ્પવૃક્ષના રૂપમાં મુદ્રિત કરાવેલો. તે કોઈ કોઈ વૈષ્ણવોના સંગ્રહમાં જોવામાં આવે છે.

શેઠ નારાયણદાસ આસનમલના ટ્રસ્ટમાંથી આ ગ્રંથ છપાવવાનો વિચાર થયો ત્યારે રા. ધીરજભાઇએ કોઈ સંસ્કૃતમાં વંશાવલી હોય તો છપાવી શકાય એવો સમય છે એમ મને સૂચના કરી. ત્યારે મેં ભારતમાર્તંડ શ્રીગટ્ટુલાલજીના પુસ્તકાલયમાં તપાસ કરી તેમાં પરમ ભગવદીય નિર્ભયરામ ભટ્ટની કૃતિરૂપ આચાર્ય વંશાવલીની એક પ્રતિ મળી આવી, તે મેં ધીરજલાલભાઇને પ્રેસકોપી કરીને સોંપી. તેનાં પ્રુફો પણ મારી પાસે આવ્યાં. આટલા ગ્રંથને બહાર પાડવા કરતાં તેનું ગુર્જર સાહિત્ય પણ છપાય તો સારૂં થાય. પણ તેના ગ્રંથો મારી પાસે ન હોવાથી મેં તે કાર્ય શેઠ રણછોડદાસ વરજીવનદાસને સોંપવાની ભલામણ કરી. મારી પ્રેરણા પ્રમાણે તેમને તે કાર્ય સોંપાયું. તેમની પાસે ભાષાસાહિત્ય સંપૂર્ણ હોવાથી તેમણે તે કામ ધીમેથી પણ ચોકસાઇથી કર્યું, અને તેના નંબરોની તિથિવાર ગોઠવણ કરી શ્રીમહાપ્રભુજીના ઉત્સવથી તે દીવાળી સુધીનું કામ તેમણે કર્યું. તેમાં ગોસ્વામિ બાલકોના ગુણાનુવાદ પણ સારા લખ્યા છે, જે બીજાઓના

જાણવામાં ન હોય. પણ તેટલામાં તો તેમની પ્રકૃતિ અસ્વસ્થ થતાં તેઓ તેમાંથી સારા ન થયા, પણ તે ગોસ્વામિ બાલકોના ગુણાર્ણવમાં લીન થતાં મર્ત્ય દેહનો તેમણે ત્યાગ કર્યો, ત્યારે તે કાર્ય પાછું મારી પાસે આવ્યું. મેં તેમનાં પુસ્તકો મંગાવ્યાં, પણ તે મને મળી ન શકયાં. તેમના પુત્ર ગોકુલદાસભાઈ સજ્જન છે પણ તેમને ગ્રંથો મળ્યા નહિ, અને ટ્રસ્ટીઓને કામ પૂરૂં કરવાનું હોવાથી મેં યથામતિ અપૂર્ણ રહેલ ચારપાંચમાસનું કામ પૂર્ણ કરી આપ્યું છે. તેઓમણે કરેલા કાર્યપરથીજ કર્યું છે. તેમાં ગોસ્વામિ બાલકોના નામઠામ લખ્યાં છે તે કયા ઘરના અથવા તો તેમના હાલમાં સેવ્ય સ્વરૂપ વગેરેની હકીકત મને ન મળી શકવાથી મેં ન લખ્યાં હોય તો સુજ્ઞ વૈષ્ણવો મને ક્ષમા આપશે એમ હું ઈચ્છું છું.

બાલકોના નામ અક્ષરવાર ક્રમ કરી તેના નંબરો આપ્યા છે, એટલે શોધનારને પરિશ્રમ ન પડે તે ધ્યાનમાં રાખી તેમ કર્યું છે. પાછળ એક કોષ્ટક આપી બારે માસની ૩૬૦ તિથિમાં બાલકો થયા તે જાણવાનું એકજ પાનામાં લખવામાં આવ્યું છે.

બાલકોનાં નામ પણ પુષ્ટિની રીતિ પ્રમાણે મર્યાદા પુરુષોત્તમને મળતાં નહિ, પણ વ્રજગોપી, ગોપ, ગાય, વગેરેના મિશ્રણવાળા છે. તેમાં ૯૪૦ નંબર છે, તેમાં આધુનિક નાના બાલકોનાં લગ્ન વગેરે આપવામાં આવ્યાં નથી. કેટલાક બાલકોને નવ નવ પુત્રો થયા છે. કેટલાક બાલકોને નવ નવ સ્ત્રીઓ કર્યા છતાં વંશ રહ્યા નથી, તેમના દાખલા આમાંથી મળી આવે છે.

શ્રીગુસાંઈજીના સાત પુત્રની સાત ગાદીઓ અને સાત સ્વરૂપમાંથી આ ૪૬૫ વર્ષમાં પાંચ પુત્રના વંશો તો સમાપ્ત થયા છે. હાલ તો શ્રીગિરિધરજી મોટા અને શ્રીયદુનાથજી છઠ્ઠા લાલજી એ બેનો વંશ ભૂતલને અલંકૃત કરે છે, અને તેમની સાત ગાદીઓ અને સાત સ્વરૂપો તે બન્નેના વંશજોના ઉપર વિરાજે છે એમ મારૂં માનવું છે.

મુદ્રણકલાના નિયમોનું પાલન આ ગ્રંથમાં પ્રાયઃ થયું નથી, તે જોઇને મેં પણ ભગવદીયની કૃતિને રહેવા દેવાનો આગ્રહ રાખ્યો છે. દેવનાગરી લિપિના લેખમાં વહુજી બેટીજી લાલજી એમ મથાળે છે ત્યાં લાલજીના અંક પ્રથમ, પછી વહુજી અને અનંતર બેટીજીના અંક છે. ગુજરાતી ભાગમાં મથાળે વિપરીત અંકો છે, એટલે પહેલાં વહુજી, પછી બેટીજી અને છેલ્લે લાલજી એમ છે, તેનું સમાધાન એટલુંજ કે વૈષ્ણવોને ગો. બાલકોના જન્મ જોવાના છે, તેના નંબરો રીમાર્કમાં આપ્યા છે તે ઉપરથી નિશ્ચય થાય છે, એટલે સુધારી વાંચવા વિનંતિ છે.

નંબરો આપ્યા છે તેમાં વિઠ્ઠલેશજી, વિઠ્ઠલેશરાયજી, વિઠ્ઠલનાથજી વગેરે બધા એકત્ર લખ્યા સમજવાના છે. ગોપાલજી, ગોપાલલાલજી, ગોપાલકૃષ્ણજી વગેરેના અંકો એકત્ર કર્યા છે. તેમ વલ્લભજી, વલ્લભલાલજી, નૃસિંહજી વગેરેમાં પણ સમજી લેવાનું છે.

શેઠ નારાયણદાસભાઇના ટસ્ટીઓ, ધીરજભાઇ, રણછોડદાસ પેટલાદી, ટ્રસ્ટની કચેરીના મુસદ્દીઓ, જગદીશ્વર પ્રેસના મુદ્રણ કાર્યકરો વગેરેની સહાયતાથી આ ગ્રંથ પૂર્ણ થયો, તે બધાનો ઉપકાર ભૂલાય તેવો નથી. ભગવાન્ શ્રીવલ્લભાચાર્ય સર્વ ઉપર કૃપા કરી સર્વને સન્મતિ આપે એવું ઇચ્છી ભારતમાર્તંડ શ્રીગટ્ટુલાલજીની વાણીમાં ગોસ્વામિ બાલકોની સ્તુતિ કરી આ લેખ પૂર્ણ કરૂં છું.

**दुर्वादान् दलयन् तमः कवलयन् पङ्कानि संक्षालयन् सेवाद्यं कलयन् हरेः कुजनताचेतश्चयं ज्वालयन् । भक्तिं वैदिकयुक्तिभिः क्षितितले सर्वत्र संचालयन् श्रीमद्वल्लभवंश एष जयति स्वीयान् जनान् पालयन् ॥**

શ્રીવલ્લભાચાર્ય
પ્રાકટ્યોત્સવ,
શ્રીવલ્લભાબ્દ ૪૬૫

વિદ્વદ્વશંવદ
**કલ્યાણજી કાનજી.**

## શેઠ નારણદાસ આસનમલ.



જન્મઃ-સંવત ૧૯૨૦ શ્રાવણ સુદી ૭.
અવસાનઃ-સંવત ૧૯૮૪ શ્રાવણ વદી ૭,
ઈ. સ. ૧૯૨૮ ના ૬ ઠી સપ્ટેમ્બર.

## શેઠ જેઠાનંદ આસનમલ.



જન્મઃ-સંવત ૧૯૨૮ ના ફાલ્ગુન વદી ૧૧.
અવસાનઃ-સંવત ૧૯૮૫ પોષ વદી ૧૨,
ઈ. સ. ૧૯૨૯ ના ૬ ઠી ફેબ્રુઆરી.

જગદીશ્વર પ્રેસ, મુંબઈ.

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणचरणकमलेभ्यो नमः ।

## ॥ अथ श्रीमद्वल्लभाचार्यचरणवंशविस्तारवर्णनम् ॥

जयति श्रीमदाचार्यवंशो येन वशीकृतः ।
ब्रह्मादिदुर्लभः कृष्णो योगिना पारदो यथा ॥ १ ॥
तन्नामानि प्रवक्ष्यन्ते चिन्तामणिसमानि हि ।
कल्पवृक्षं समालोक्य प्राकृत्या भाषया कृतम् ॥ २ ॥
ग्रन्थोयं कल्पवृक्षाख्यः शाखासकलसंयुतः ।
क्रियते सुखबोधाय सुबोधैरेव संस्कृतैः ॥ ३ ॥

श्रीयज्ञनारायणसोमयाजी ततश्च गङ्गाधरसोमयाजी ।
ततो गणेशाभिधसोमयाजी ततोऽभवद्वल्लभसोमयाजी ॥ ४ ॥
जातस्ततो लक्ष्मणभट्टसूरिर्महानुभावो विदुषां वरिष्ठः ।
श्रीवल्लभाचार्यवरस्ततोऽभूत् नराकृतिर्ब्रह्म निगूढतत्त्वम् ॥ ५ ॥

आसीत्पुत्रद्वयं तस्य श्रीगोपीनाथ आदिमः ।
श्रीमद्विट्ठलनाथश्च द्वितीयः कृष्णरूपधृक् ॥ १ ॥
गोपीनाथात्मजः प्रोक्तः पुरुषोत्तमसंज्ञकः ।
श्रीमद्विट्ठलनाथानां प्राभूवन् सप्त सूनवः ॥ २ ॥
श्रीमान् गिरिधरो ज्यायान् श्रीविट्ठलसमो गुणैः ।
श्रीमद्गोविन्दरायश्च द्वितीयः पितृभक्तिमान् ॥ ३ ॥
तृतीयः श्रीबालकृष्णः कान्त्या कन्दर्पगर्वनुत् ।
श्रीमद्गोकुलनाथश्च तुरीयोऽद्भुतकीर्तिमान् ॥ ४ ॥
कारुण्यवारिधिः श्रीमान् रघुनाथस्तु पञ्चमः ।
षष्ठः श्रीयदुनाथोऽभूत् मानसे सेवने रतः ॥ ५ ॥
सप्तमः श्रीघनश्यामः पद्मावत्यात्मजोऽभवत् ।
पितुश्च प्रीतिविषयो वियोगरसतत्त्ववित् ॥ ६ ॥
रुक्मिणीतनयो ज्येष्ठः श्रीमद्गिरिधराभिधः ।
तस्यात्मजास्त्रयोऽभूवंस्तत्राद्यो मुरलीधरः ॥ ७ ॥
द्वितीयस्तनयस्तस्य ख्यातो दामोदराभिधः ।
तृतीय आत्मजस्तस्य श्रीगोपीनाथदीक्षितः ॥ ८ ॥
मुरलीधरवंशस्तु लीलायामेव राजते ।
पुत्रौ दामोदरस्य द्वौ तत्राद्यो बालकृष्णजित् ॥ ९ ॥

श्रीमद्विठ्ठलरायस्तु द्वितीयो वंशवृद्धिकृत् ।
सुता विठ्ठलरायस्य चत्वारो भूरितेजसः ॥ १० ॥
आद्यः श्रीगिरिधार्यासीदन्यो गोविन्ददीक्षितः ॥
तृतीयः श्रीबालकृष्णस्तुरीयो वल्लभाभिधः ॥ ११ ॥
श्रीदामोदरनामासीत् पुत्रः श्रीगिरिधारिणः ॥
त्रयो दामोदरस्यासन् तत्राद्यो मुरलीधरः ॥ १२ ॥
श्रीमद्विठ्ठलरायस्तु द्वितीयो नन्दनोऽभवत् ॥
गिरिधारीति विख्यातस्तृतीयो भावभावितः ॥ १३ ॥
श्रीमद्विठ्ठलरायस्य चत्वारः सूनवोऽभवन् ॥
श्रीमद्गोवर्धनस्त्वाद्यः श्रीगोविन्दाभिधोऽपरः ॥ १४ ॥
तृतीयो वयसा बालो मुरलीधरनामधृक् ॥
चतुर्थः श्रीबालकृष्णः श्रीगोविन्दसुतास्त्रयः ॥ १५ ॥
आद्यो दामोदरः श्रीमद्गिरिधारी महाशयः ॥
द्वितीयोथ तृतीयस्तु श्रीमद्गोकुलनाथजित् ॥
ज्येष्ठो विठ्ठलरायाख्यो नन्दनो गिरिधारिणः ॥ १६ ॥
श्लोके त्रयोदशे प्रोक्तो यस्तु दामोदरात्मजः ॥
गिरिधारीति विख्यातस्तदन्वयमथ ब्रुवे ॥ १७ ॥
संजाताः सूनवः पञ्च श्रीमतो गिरिधारिणः ।
आद्यः श्रीरघुनाथोऽभूदन्यः श्रीचिम्मनाभिधः ॥ १८ ॥
श्रीमत्कल्याणरायाख्यस्तृतीयः परिकीर्तितः ॥
चतुर्थः श्रीघनश्यामो भगवच्छास्त्रतत्परः ॥ १९ ॥
गोपीनाथः पञ्चमो हि तत्राद्यस्यान्वयं ब्रुवे ॥
श्रीमतो रघुनाथस्य ख्याताश्चत्वार आत्मजाः ॥ २० ॥
श्रीमद्गोविन्दरायः श्रीवल्लभाख्यो द्वितीयकः ॥
नथ्थुजिच्च तृतीयः श्रीजगन्नाथश्चतुर्थकः ॥ २१ ॥
श्रीमद्गोविन्दरायस्य विख्याता आत्मजास्त्रयः ॥
प्रथमो गिरिधार्याख्यः श्रीमद्विठ्ठलरायजित् ॥ २२ ॥
द्वितीयश्च तृतीयः श्रीगोकुलोत्सवसंज्ञकः ॥
गोकुलोत्सवसंज्ञस्य संजातं तनयद्वयम् ॥ २३ ॥
आद्यो गोपेश्वरो लक्ष्मीनृसिंहाख्यो द्वितीयकः ।
श्लोके त्वष्टादशे यः श्रीचिम्मनाख्यः समीरितः ॥ २४ ॥

तत्सुताः पञ्च तत्राद्यः श्रीमद्गोकुलनाथजित् ॥
द्वितीयो व्रजनाथाख्यस्तृतीयो हरिरायजित् ॥ २५ ॥
तुर्यो विट्ठलनाथः श्रीवत्साजिदिति पञ्चमः ॥
त्रयः श्रीव्रजनाथस्य द्वारिकानाथ आदिमः ॥ २६ ॥
बालकृष्णो द्वितीयो वै तृतीयो लक्ष्मणाभिधः ॥
द्वारिकानाथसंज्ञस्य सुतो गोवर्धनाभिधः ॥ २७ ॥
बालकृष्णस्य तनयो गोकुलनाथनामकः ।
प्रोक्तस्त्वष्टादशो श्लोके श्रीमत्कल्याणरायजित् ॥
तस्य पुत्रस्तु विज्ञेयो बालो दामोदराभिधः ॥ २८ ॥
घनश्यामसुताः पञ्च मथुरानाथ आदिमः ।
मुरलीधरसंज्ञस्तु द्वितीयो नन्दनोऽभवत् ॥ २९ ॥
तृतीयो यदुनाथाख्यस्तुरीयः पुरुषोत्तमः ।
श्रीगोपाल इति ख्यातः पञ्चमस्तनयः स्फुटः ॥
श्रीमतो यदुनाथस्य घनश्यामाभिधः सुतः ॥ ३० ॥
ज्येष्ठो द्वितीयसूनुस्तु श्रीमत्कल्याणरायजित् ।
एवं विट्ठलरायस्य पुत्रेषु गिरिधारिणः ।
सन्ततिं विनिरूप्याथ गोविन्दस्योच्यतेधुना ॥ ३१ ॥
श्लोके तु दशमे प्रोक्तः श्रीमद्विट्ठलरायजित् ।
तस्य द्वितीयसूनुर्वै श्रीगोविन्दाभिधोऽभवत् ॥ ३२ ॥
श्रीमद्गोविन्दपुत्रौ द्वौ ज्येष्ठः कल्याणरायजित् ।
श्रीमोहन इति ख्यातो द्वितीयो नन्दनोऽभवत् ॥ ३३ ॥
श्रीमतो मोहनस्यासीत्सुतानां त्रितयं किल ।
आद्यः श्रीमथुरानाथः श्रीमद्दामोदरोऽपरः ॥ ३४ ॥
श्रीमद्गोविन्दनामासीत् तृतीयो नन्दनः स्फुटः ।
एवं विट्ठलरायस्य द्वितीयतनयान्वयः ॥ ३५ ॥
प्रोक्तः श्रीबालकृष्णस्य तृतीयस्याधुनोच्यते ।
श्रीमतो बालकृष्णस्य संजातं तनयद्वयम् ॥ ३६ ॥
आद्यः श्रीद्वारिकानाथो गोपीनाथस्तथाऽपरः ।
द्वारिकानाथतनयः श्रीजगन्नाथ आदिमः ॥ ३७ ॥
श्रीमज्जीवनजित्संज्ञो द्वितीयस्तनयोऽजनि ।
एवं विट्ठलरायस्य तृतीयसुतसन्ततिम् ॥ ३८ ॥
उक्त्वा श्रीवल्लभाख्यस्य चतुर्थस्योच्यतेऽन्वयः ।

श्रीमतो वल्लभस्यासन्नात्मजाः सप्त विश्रुताः ॥ ३९ ॥
श्रीमद्गिरिधरः श्रीमन्मुरलीधरनामधृक् ।
श्रीगोपालस्तृतीयो वै तुर्यो गोवर्धनाभिधः ॥ ४० ॥
गोपीनाथः पञ्चमस्तु षष्ठः श्रीव्रजनाथजित् ।
श्रीमद्गोकुलनाथश्च सप्तमस्तनयोऽभवत् ॥ ४१ ॥
श्रीमद्गिरिधरस्य द्वौ तत्राद्यो विठ्ठलेशजित् ।
दानीराय इति ख्यातो द्वितियस्तस्य नन्दनः ॥ ४२ ॥
श्रीमतो विठ्ठलेशस्य द्वारिकेश्वर आत्मजः ।
श्रीमतो द्वारिकेशस्य संजाता सूनवस्त्रयः ॥ ४३ ॥
श्रीमद्गिरिधरस्त्वाद्यो द्वितीयो वल्लभाभिधः ।
दामोदर इति ख्यातस्तृतीयस्तस्य नन्दनः ॥ ४४ ॥
तनुजत्रयमुत्पन्नं श्रीमद्गिरिधरस्य हि ।
विठ्ठलेशोऽथ मथुरानाथश्च मुरलीधरः ॥ ४५ ॥
दामोदरसुतः प्रोक्तः श्रीमद्विठ्ठलरायजित् ।
द्वितीय आत्मजस्तस्य गोकुलोत्सवसंज्ञकः ।
इति श्रीवल्लभज्येष्ठसुतान्वयनिरूपणम् ॥ ४६ ॥
चत्वारिंशत्तमे श्लोके यः प्रोक्तो मुरलीधरः ।
आसीत्पुत्रत्रयं तस्य तत्राद्यः पुरुषोत्तमः ॥ ४७ ॥
द्वितीयो रघुजिद्दामोदरः प्रोक्तस्तृतीयकः ।
श्रीवल्लभ इति ख्यातः पुरुषोत्तमनन्दनः ॥ ४८ ॥
वल्लभस्य सुतो ज्ञेयो बालः श्रीमुरलीधरः ।
एकः श्रीरघुजिन्नाम्नः सुतो विठ्ठलरायजित् ॥ ४९ ॥
दामोदरसुतः श्रीमद्बालकृष्णाभिधानवान् ।
एवं श्रीवल्लभाख्यस्य द्वितीयसुतसन्ततिम् ॥ ५० ॥
उक्त्वा गोपालजिन्नाम्नस्तृतीयस्योच्यतेऽन्वयः ।
चत्वारिंशत्तमे प्रोक्तः पुरा गोपालसंज्ञकः ॥ ५१ ॥
तनयस्तस्य विज्ञेयो विख्यातो यदुनाथजित् ।
यदुनाथसुताः पञ्च ज्येष्ठो गोपालसंज्ञकः ॥ ५२ ॥
द्वितियः श्रीबालकृष्णो वयसा बाल एव हि ।
तृतीयः श्रीलक्ष्मणाख्यश्चिमंछालश्चतुर्थकः ॥ ५३ ॥
श्रीवल्लभ इति ख्यातः पञ्चमस्तनयः किल ।
श्रीलक्ष्मणसुताः षड् वै द्वारिकानाथ आदिमः ॥ ५४ ॥

गोवर्धनो द्वितीयस्तु तृतीयो व्रजनाथजित् ।
तुर्यो गोकुलनाथाख्यो गोपीनाथश्च पञ्चमः ॥ ५५ ॥
षष्ठः श्रीरघुनाथाख्यः एवं ख्याताः षडात्मजाः ।
आद्यः श्रीबालकृष्णाख्यो द्वारिकानाथनन्दनः ।
द्वितीय आत्मजस्तस्य नथ्थूजीसंज्ञकः किल ॥
एवं श्रीवल्लभाख्यस्य तृतीयसुतसंततिः ॥ ५६ ॥
उक्ता श्रीव्रजनाथस्य षष्ठस्यैकः सुतोऽभवत् ।
श्रीमद्गोकुलचन्द्राख्यः एतावानेव विस्तरः ॥ ५७ ॥
एकचत्वारिंशके यः प्रोक्तो गोकुलनाथजित् ।
सप्तमः श्रीवल्लभस्य सुतस्तत्संततिं ब्रुवे ॥ ५८ ॥
श्रीमद्गोकुलनाथस्य संजातं तनयत्रयम् ।
आद्यः श्रीमथुरानाथः सर्वशास्त्रविशारदः ॥ ५९ ॥
श्रीमद्विट्ठलरायाख्यो द्वितीयस्तनुजोऽभवत् ।
श्रीमज्जीवनजीसंज्ञस्तृतीयोऽभवदात्मजः ॥ ६० ॥
मथुरानाथसंज्ञस्य संजाताः पञ्च सूनवः ।
श्रीमद्गिरिधरस्त्वाद्यो द्वितीयो मुरलीधरः ॥ ६१ ॥
तृतीयो व्रजनाथाख्यस्तुर्यो गोकुलनाथजित् ।
श्रीगोवर्धनसंज्ञश्च पञ्चमः परिकीर्तितः ॥ ६२ ॥
गोवर्धनस्य तनयो विट्ठलेशाभिधानवान् ।
श्रीमद्विट्ठलनाथस्य विख्यातं तनुजद्वयम् ॥ ६३ ॥
ज्येष्ठः श्रीबालकृष्णाख्यः कनीयान् गिरिधारिजित् ।
श्रीमद्दामोदरस्यैवं वर्णितो वंशविस्तरः ॥ ६४ ॥
प्रायेण तत्र विज्ञेया संख्या पञ्चोत्तरं शतम् ॥ ६५ ॥

एवं श्रीवलभाचार्यवरवंशकल्पतरौ श्रीविट्ठलनाथात्मजश्रीगिरिधरात्मजश्रीदामोदरवंशविस्तारवर्णनम् ।

अथ श्रीविट्ठलनाथात्मजश्रीगिरिधरनन्दनश्रीगोपीनाथदीक्षितवंशविस्तारः ॥

श्रीगोपीनाथतनयाश्चत्वारो निगमा इव ।
आद्यः श्रीवल्लभ इति तस्य नामान्तरं प्रभुः ॥ १ ॥
द्वितीयो मथुरानाथः श्रीगोविन्दस्तृतीयकः ।
चतुर्थः श्रीरामकृष्णः इत्येवं ख्यातिमागताः ॥ २ ॥
द्वौ वल्लभस्य तनयावाद्यः श्रीरणछोडजित् ।
श्रीमोहन इति ख्यातो द्वितीयस्तस्य नन्दनः ॥ ३ ॥

श्रीमतो रणछोडस्य विख्यातास्तनुजास्त्रयः ।
श्रीमद्गिरिधरस्त्वाद्यो द्वितीयो रघुनाथजित् ॥ ४ ॥
श्रीमज्जीवनजीसंज्ञस्तृतीयस्तनुजोऽजनि ।
श्रीमद्गिरिधरस्यासन् विश्रुता आत्मजास्त्रयः ॥ ५ ॥
गोपीनाथाभिधस्त्वाद्यः श्रीगोपालाभिधोऽपरः ।
उत्साजिदिति विख्यातस्तृतीयस्तस्य नन्दनः ॥ ६ ॥
गोपीनाथस्य द्वौ पुत्रौ ज्येष्ठः श्रीप्रभुसंज्ञकः ।
द्वितीयो मथुरामल्लः प्रभुजित्तनयद्वयम् ।
ज्येष्ठः श्रीमान् गिरिधरः श्रीगोविन्दो द्वितीयकः ॥ ७ ॥
श्रीगोविन्दसुतः प्रोक्तः श्रीगोपीनाथसंज्ञकः ।
श्रीमतो मथुरामल्लात् संजातं तनयत्रयम् ॥ ८ ॥
आद्यः श्रीद्वारिकानाथः श्रीमद्गोकुलनाथजित् ।
द्वितीयोथानिरुद्धाख्यस्तृतीयः परिकीर्तितः ॥ ९ ॥
श्रीमद्गोकुलनाथस्य द्वौ सुतौ तत्र चादिमः ।
श्रीमद्विट्ठलरायाख्योऽपरो माधवरायजित् ॥ १० ॥
श्लोके षष्ठे पुरा प्रोक्तः श्रीमद्गोपालसंज्ञकः ।
द्वौ सुतौ तस्य तत्राद्यः श्रीगोवर्धनसंज्ञकः ॥ ११ ॥
घनश्याम इति प्रोक्तो द्वितीयस्तनुजः किल ।
श्रीमद्गोवर्धनस्यासीद्वत्साजीसंज्ञकः सुतः ॥ १२ ॥
घनश्यामसुतस्याग्रेऽभिधानं भविता स्फुटम् ।
श्लोके चतुर्थके प्रोक्तो यः पुरा रघुनाथजित् ॥ १३ ॥
तस्य पुत्रत्रयं ख्यातं तत्राद्यः सर्वशास्त्रवित् ।
आसीच्छ्रीव्रजनाथाख्यो द्वितीयो व्रजभूषणः ।
व्रजराज इति ख्यातस्तृतीयस्तनुजस्तथा ॥ १४ ॥
व्रजनाथसुतस्त्वेको बालो गोकुलचन्द्रजित् ।
व्रजभूषणतो जातो व्रजनाथाभिधः पुनः ॥ १५ ॥
तनुजो व्रजराजस्य ख्यातः श्रीरघुनाथजित् ।
सुतौ द्वौ रघुनाथस्य गोपीनाथस्तदादिमः ॥ १६ ॥
द्वितीयस्तनुजस्तस्य व्रजभूषणसंज्ञकः ।
तृतीयस्तनुजस्तस्य श्रीलालजीतिसंज्ञकः ।
श्लोके तु पञ्चमे प्रोक्तो यः श्रीजीवनजित्पुरा ॥ १७ ॥
द्वौ सुतौ तस्य विज्ञेयौ तत्राद्यो मधुसूदनः ।

श्रीमद्विट्ठलनाथश्च द्वितीयोऽभवदात्मजः ॥ १८ ॥
श्रीमद्विट्ठलनाथस्य द्वौ सुतौ भवतः स्फुटौ ॥
श्रीमद्दामोदरस्त्वाद्यो द्वितीयो वल्लभाभिधः ॥ १९ ॥
श्रीमद्दामोदरस्याद्यः सुतः श्रीमोहनाभिधः ।
व्रजनाथाभिधस्तस्य द्वितीयो नन्दनः स्फुटः ॥ २० ॥
गोपीनाथसुतस्यैवं ज्येष्ठस्य प्रभुशर्मणः ।
उक्तो वंशस्य विस्तारो द्वितीयस्याधुनोच्यते ॥ २१ ॥
मथुरानाथनामा यो गोपीनाथात्मजोऽभवत् ॥
तस्यात्मजत्रयं जातं तत्राद्यो गिरिधारिजित् ॥ २१ ॥
श्रीगोपालो द्वितीयस्तु तृतीयः पुरुषोत्तमः ॥
बालकृष्णाभिधः ख्यातः पुरुषोत्तमनन्दनः ॥ २२ ॥
द्वितीयतनयस्यैवं वर्णितो वंशविस्तरः ॥
गोपीनाथसुतस्याथ तृतीयस्याधुनोच्यते ॥ २३ ॥
श्रीगोविन्दसुताः प्रोक्तास्त्रयो विख्यातविक्रमाः ॥
मुरलीधरनामाद्योऽपरो वंशीधराभिधः ॥ २४ ॥
बाबूराय इति प्रोक्तस्तृतीयस्तनयोऽभवत् ॥
श्रीगोपाल इति ज्ञेयं बाबूरायाभिधान्तरम् ॥ २५ ॥
विश्रुतास्तनया आसंश्चत्वारो मुरलीधरात् ॥
गोपीनाथाभिधो ज्येष्ठः श्रीमद्दामोदरोऽपरः ॥ २६ ॥
तृतीयो मथुरानाथो द्वारिकानाथजित्तथा ॥
चतुर्णामपि विख्यातं प्रत्येकं तनयद्वयम् ॥ २७ ॥
गोपीनाथस्य पुत्रौ द्वौ तत्राद्यो गोकुलोत्सवः ॥
श्रीमल्लक्ष्मीनृसिंहश्च द्वितीयस्तनुजोऽभवत् ॥ २८ ॥
गोकुलोत्सवसंज्ञस्य संजातं नन्दनद्वयम् ॥
श्रीमद्गोविन्द इत्याद्यो गोपेन्द्र इति चापरः ॥ २९ ॥
श्रीगोविन्दात्मजस्त्वेको मुरलीधरसंज्ञकः ॥
श्रीगोकुलकृतावासो मुदा श्रीमुरलीधरः ॥ ३० ॥
मुरलीधराच्च संजातं सुतानां त्रितयं किल ॥
गोकुलोत्सवनामाद्योऽपरोऽलंकारसंज्ञकः ॥ ३१ ॥
श्रीगोविन्द इति प्रोक्तस्तृतीयस्तनयो वरः ॥
लक्ष्मीनृसिंहतनयो नथ्थूजीसंज्ञकोऽभवत् ॥ ३२ ॥
षड्वंशो यः पुरा प्रोक्तः श्रीमद्दामोदराभिधः ॥

द्वौ सुतौ तस्य विख्यातौ ज्येष्ठो विट्ठलरायजित् ॥ ३३ ॥
मुरलीधरसंज्ञश्च द्वितीयोऽभवदात्मजः ॥
श्रीदामोदरनामा वै जातः श्रीमुरलीधरात् ॥ ३४ ॥
दामोदरस्य संजातं सुतानां त्रितयं किल ॥
आद्यो विट्ठलरायाख्यो द्वितीयो मुरलीधरः ॥ ३५ ॥
श्रीमदुत्सवजीसंज्ञस्तृतीयो बालकोऽभवत् ॥
सप्तविंशे पुरा प्रोक्तो मथुरानाथसंज्ञकः ॥ ३६ ॥
सुतौ द्वौ तस्य संजातौ तत्राद्यो व्रजभूषणः ॥
द्वितीयस्तनुजस्तस्य व्रजराजाभिधोऽभवत् ॥ ३७ ॥
पुनश्च सप्तविंशोक्तो द्वारिकानाथनामकः ॥
आसीत्पुत्रद्वयं तस्य तत्राद्यो रणछोडजित् ॥ ३८ ॥
श्रीमच्चिम्मनजीसंज्ञो द्वितीयस्तनुजोऽभवत् ॥
श्रीमच्चिम्मनजीसंज्ञादभूवन् षट् सुताः किल ॥ ३९ ॥
आद्यः श्रीद्वारिकानाथो जगन्नाथो द्वितीयकः ॥
गोपालोत्सवस्तृतीयस्तु चतुर्थो व्रजवल्लभः ॥ ४० ॥
पञ्चमो गोकुलनाथो व्रजनाथस्तु षष्ठकः ॥
श्रीजगन्नाथपुत्रौ द्वौ ज्येष्ठः श्रीरणछोडजित् ॥ ४१ ॥
द्वितीय आत्मजस्तस्य गोपीनाथाभिधोऽभवत् ॥
श्रीमतो रणछोडस्य द्वारिकानाथ आदिमः ।
द्वितीयस्तनुजस्तस्य वत्साजिदितिसंज्ञकः ॥
पञ्चविंशे पुरा प्रोक्तो बाबूरायाभिधस्तु यः ॥ ४२ ॥
तस्य नामान्तरं ज्ञेयं श्रीगोपाल इति स्फुटम् ॥
बाबूरायसुतौ द्वौ वै ज्येष्ठो गोवर्धनेशजित् ॥ ४३ ॥
द्वितीयस्तनुजस्तस्य हन्नूजीसंज्ञकोऽभवत् ॥
अस्यैव गोकुलाधीश इतिनामान्तरं श्रुतम् ॥ ४४ ॥
श्रीमद्गोवर्धनेशस्य संजाता सूनवस्त्रयः ॥
आद्यः श्रीमद्वल्लभाख्यो ह्यनिरुद्धो द्वितीयकः ॥ ४५ ॥
श्रीमद्वंशीधराख्यो वै तृतीयोऽभवदात्मजः ॥
त्रयः श्रीवल्लभसुता आद्यो गोवर्धनेशजित् ॥ ४६ ॥
नथ्थूजीसंज्ञकस्तस्य द्वितीयस्तनयः स्फुटः ॥
श्रीमान् गिरिधर इति तस्य नामान्तरं किल ॥ ४७ ॥
तृतीयस्तनुजस्तस्य ख्यातो माधवरायजित् ॥

सुतास्त्रयोऽनिरुद्धस्य ज्येष्ठो गोकुलचन्द्रजित् ॥ ४८ ॥
द्वितीयो रणछोडश्च तथा कल्याणरायजित् ॥
श्रीमद्वंशीधरसुतो बालकृष्णाभिधोऽभवत् ॥ ४९ ॥
त्रयः श्रीबालकृष्णस्य ज्येष्ठो गोवर्धनेशजित् ॥
द्वितीयः श्रीगोकुलेशो विट्ठलेशस्तृतीयकः ॥ ५० ॥
श्रीमद्गोवर्धनेशस्य संजातं तनयत्रयम् ॥
आद्यो वंशीधराख्यो वै द्वितीयो मधुसूदनः ॥ ५१ ॥
तृतीयो नन्दनस्तस्य मथुरानाथसंज्ञकः ।
चतुश्चत्वारिंशके यो हन्नूजित्कथितः पुरा ।
चत्वारः सूनवस्तस्य तत्राद्यो रामकृष्णजित् ॥ ५२ ॥
द्वितीयः श्रीलक्ष्मणाख्यस्तृतीयो रणछोडजित् ।
सुतास्त्रिकमजीसंज्ञश्चतुर्थः परिकीर्तितः ॥ ५३ ॥
सुतः श्रीरामकृष्णस्य राजीवलोचनाभिधः ।
राजीवलोचनसुताः प्रादुर्भूतास्त्रयः किल ॥ ५४ ॥
जगन्नाथाभिधो ज्येष्ठो यशोदानन्दनोपरः ।
व्रजरत्न इति ख्यातस्तृतीयस्तनुजः स्फुटः ॥ ५५ ॥
गोपीनाथात्मजस्यैवं गोविन्दस्योदितोन्वयः ।
रामकृष्णाभिधस्याथ चतुर्थस्योच्यतेधुना ॥ ५६ ॥
पुरा श्लोके द्वितीये तु प्रोक्तः श्रीरामकृष्णजित् ।
चत्वारस्तनयास्तस्य ज्येष्ठो राजीवलोचनः ॥
जगन्नाथो द्वितीयस्तु रङ्गनाथस्तृतीयकः ।
श्रीघनश्यामसंज्ञश्च तुरीयोऽभवदात्मजः ॥ ५७ ॥
राजीवलोचनस्यैकः सुतः श्रीद्वारिकेश्वरः ।
जगन्नाथस्य चत्वारो ज्येष्ठः श्रीगिरिधारिजित् ॥ ५९ ॥
द्वितियः श्रीकृष्णचन्द्रः श्रीव्रजाभरणाभिधः ।
तृतीयोथ चतुर्थस्तु ख्यातो माधवरायजित् ॥ ६० ॥
जगन्नाथो रङ्गनाथो द्वौ सुतौ गिरिधारिणः ।
श्रीव्रजाभरणस्यैवे चत्वारः सूनवः स्फुटाः ॥ ६१ ॥
व्रजपालश्च गोपालस्तृतीयः श्रीव्रजेश्वरः ।
व्रजालंकारसंज्ञश्च चतुर्थः परिकीर्तितः ॥ ६२ ॥
व्रजपालसुतः प्रोक्तः श्रीमद्विट्ठलनाथजित् ।
द्वौ श्रीगोपालतनुजौ तत्राद्यो रामकृष्णजित् ॥ ६३ ॥

द्वितीय आत्मजस्तस्य श्रीमान् माधवरायजित् ।
व्रजेश्वरस्य तनयो लालजीसंज्ञकोऽभवत् ॥ ६४ ॥
व्रजालंकारसंज्ञस्य नथ्थूजीनामकः सुतः ।
द्वितीयस्तनयस्तस्य रंगनाथाभिधानकः ।
तृतीयस्तनयस्तस्य श्रीलालजीतिसंज्ञकः ॥
ऊनषष्टितमे प्रोक्तः पुरा माधवरायजित् ॥ ६५ ॥
आत्मजस्तस्य विज्ञेयः श्रीमत्कल्याणरायजित् ।
सप्तपंचाशत्तमे यः प्रोक्तः श्रीरङ्गनाथजित् ॥ ६६ ॥
आसीत्पुत्रत्रयं तस्य तत्राद्यो यदुनाथजित् ।
द्वितीयो व्रजरत्नाख्यः श्रीकृष्णाख्यस्तृतीयकः ॥ ६७ ॥
त्रयः श्रीयदुनाथस्य संजाता सूनवो वराः ।
श्रीव्रजाधीशनामाद्यः प्रद्युम्नाख्यो द्वितीयकः ॥ ६८ ॥
श्रीमच्चिम्मनजीसंज्ञस्तृतीयस्तनुजोऽभवत् ।
श्रीमान् व्रजपतिरिति चिम्मनस्याभिधान्तरम् ॥ ६९ ॥
श्रीव्रजाधीशसंज्ञस्य सुतः श्रीव्रजनाथजित् ।
श्रीमच्चिम्मनजीनाम्नो द्वौ सुतौ परिकीर्तितौ ॥ ७० ॥
आद्यः श्रीगोकुलेशाख्यो द्वितीयो विट्ठलेशजित् ।
त्रयः श्रीविट्ठलेशस्य व्रजाधीशाख्य आदिमः ॥ ७१ ॥
श्रीमच्चिम्मनजीसंज्ञो द्वितीयः परिकीर्त्यते ।
विज्ञेयं श्रीव्रजपतिरिति तस्याभिधान्तरम् ॥ ७२ ॥
श्रीमज्जीवनजीसंज्ञस्तृतीयस्तनुजः श्रुतः ।
यः षट्षष्टितमे श्लोके प्रोक्तः श्रीकृष्णनामकः ॥ ७३ ॥
तस्य पुत्रत्रयं ज्येष्ठः ख्यातः श्रीजीवनाभिधः ।
गोपेश्वरो द्वितीयश्च तृतीयोऽच्युतरायजित् ।
चत्वारिंशत् शतं चेति संख्या प्रायेण कीर्तिता ॥ ७४ ॥

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीविट्ठलनाथात्मजश्रीगिरिधरात्मजश्रीगोपीनाथदीक्षितवंशविस्तारवर्णनम् ।

अथ श्रीविट्ठलनाथद्वितीयात्मजश्रीगोविन्दरायवंशविस्तारवर्णनम् ।

श्रीविट्ठलनाथानां द्वितीयतनयस्य वै ।
श्रीमद्गोविन्दरायस्य वंशविस्तार उच्यते ॥ १ ॥
श्रीमद्गोविन्दरायस्य ख्याताश्चत्वार आत्मजाः ।
आद्यः कल्याणरायाख्यो द्वितीयो गोकुलोत्सवः ॥ २ ॥

तृतीयः श्रीकृष्णरायस्तुर्यो लक्ष्मीनृसिंहकः ।
श्रीमत्कल्याणरायस्य सुतौ द्वावतिविश्रुतौ ॥ ३ ॥
आद्यः श्रीहरिरायाख्यो निगूढरसतत्त्ववित् ।
द्वितीयः सोदरस्तस्य ख्यातो गोपेश्वराभिधः ॥ ४ ॥
श्रीमतो हरिरायस्य कीर्तितं तनयत्रयम् ।
श्रीमद्गोविन्दरायः श्रीविट्ठलेशाभिधोपरः ॥ ५ ॥
तृतीयस्तनयस्तस्य गोराजीसंज्ञकोऽभवत् ।
गोपेश्वरसुतो ज्ञेयो यशोदानन्दनाभिधः ॥ ६ ॥
अथ गोविंदरायस्य तृतीयसुतसन्ततिः ।
श्रीमतः कृष्णरायस्य विज्ञेयं तनुजत्रयम् ॥ ७ ॥
आद्यो गोवर्धनो गोकुलालंकारो द्वितीयकः ।
तृतीयतनुजः प्रोक्तः श्रीमान् माधवरायजित् ॥ ८ ॥
अलंकारसुतौ द्वौ वै तत्राद्यः श्रीव्रजेश्वरः ।
हरिजीसंज्ञको ज्ञेयो द्वितीयस्तस्य नन्दनः ॥ ९ ॥
व्रजेश्वरस्य च पुनरलंकाराभिधः सुतः ।
पुनर्माधवरायस्य कृष्णरायाभिधोऽभवत् ॥ १० ॥
एवं गोविन्दरायस्य तृतीयसुतसंततिः ।
उक्ता लक्ष्मीनृसिंहस्य चतुर्थस्योच्यतेऽधुना ॥ ११ ॥
श्रीमल्लक्ष्मीनृसिंहस्य द्वौ सुतौ ख्यातिमागतौ ।
आद्यः श्रीलालमण्याख्योऽपरश्चाच्युतरायजित् ॥ १२ ॥
श्रीलालमणिजीसंज्ञात् व्रजानन्दाभिधोऽभवत् ।
एवं गोविन्दरायस्य वर्णितो वंशविस्तरः ॥ १३ ॥
एकविंशतिसंख्याका व्यक्तयोत्र प्रकीर्तिताः ।

एवं श्रीवल्लभाचार्यवंशकल्पतरौ श्रीविट्ठलनाथद्वितीयात्मजश्रीगोविन्दरायवंश-विस्तारवर्णनम् ।

अथ श्रीविट्ठलनाथतृतीयात्मजश्रीबालकृष्णवंशविस्तारः ।

श्रीमद्विट्ठलनाथानां तृतीयस्तनुजोऽद्भुतः ।
बालकृष्णाभिधः ख्यातो निगमो मूर्तिमानिव ॥ १ ॥
जाताः षडात्मजास्तस्य षडङ्गानि यथा श्रुतेः ।
आद्यः श्रीद्वारिकेशाख्यो द्वितीयो व्रजनाथजित् ॥ २ ॥
व्रजभूषणसंज्ञश्च तृतीयस्तनुजोऽभवत् ।
पीताम्बरश्चतुर्थश्च व्रजालंकारकस्तथा ॥ ३ ॥

पञ्चमः षष्ठकस्तत्र पुरुषोत्तमसंज्ञकः ।
श्रीमतो द्वारिकेशस्य द्वौ सुतौ संबभूवतुः ॥ ४ ॥
अनिरुद्धो गिरिधरलालो ज्येष्ठकनिष्ठकौ ।
श्रीगिरिधरलालस्य द्वारिकानाथ आत्मजः ॥ ५ ॥
एवं श्रीबालकृष्णानां ज्येष्ठस्यान्वय ईरितः ।
व्रजनाथाभिधस्याथ द्वितीयतनयस्य तु ॥ ६ ॥
कृष्णचन्द्र इति ख्यातो नन्दनः शास्त्रवित्तमः ।
श्रीमतां बालकृष्णानां तृतीयतनयस्य हि ॥ ७ ॥
व्रजभूषणसंज्ञस्य सुतो गोपालसंज्ञकः ।
गोपालस्य तु विज्ञेयो नन्दनो वल्लभाभिधः ॥ ८ ॥
सुतौ द्वौ वल्लभस्यास्तामाद्यः श्रीव्रजभूषणः ।
श्रीगोपाल इति ख्यातो द्वितीयो गुणवारिधिः ॥ ९ ॥
व्रजभूषणसंज्ञस्य संजातं तनुजद्वयम् ।
श्रीमद्गिरिधरलालद्वारिकानाथसंज्ञकम् ॥ १० ॥
श्रीमद्गिरिधरलालात् प्रादुर्भूताः सुतास्त्रयः ।
गुणरत्नसुधासिन्धुराद्यः श्रीव्रजभूषणः ॥ ११ ॥
द्वितीयो बालकृष्णाख्यस्तृतीयो वल्लभाभिधः ।
तनयद्वयमुत्पन्नं श्रीमतो व्रजभूषणात् ॥ १२ ॥
ज्येष्ठः श्रीव्रजनाथाख्यो द्वितीयो मुरलीधरः ।
श्रीमतो व्रजनाथस्य प्रादुर्भूतं सुतत्रयम् ॥ १३ ॥
श्रीमद्विट्ठलनाथाख्य आदिमः परिकीर्त्यते ।
द्वितीयस्तनुजस्तस्य प्रोक्तः कल्याणरायजित् ॥ १४ ॥
श्रीमद्गोकुलनाथाख्यस्तृतीयस्तनयः स्फुटः ।
श्रीमद्विट्ठलनाथस्य नन्दनो व्रजभूषणः ॥ १५ ॥
ज्येष्ठो द्वितीयसूनुर्वै श्रीगोवर्धनसंज्ञकः ।
श्रीमद्गोकुलनाथस्य सूनुः श्रीपुरुषोत्तमः ॥
श्रीमद्वल्लभसंज्ञस्य श्रीगोपालाभिधः सुतः ।
श्रीगोपालात् पुनर्जातो नन्दनो वल्लभाभिधः ।
व्रजवल्लभसंज्ञो वै द्वितीय आत्मजोऽजनि ॥
एवं श्रीबालकृष्णस्य तृतीयसुतसन्ततिः ॥ १६ ॥
उक्ता पीताम्बरस्याथ चतुर्थस्योच्यतेन्वयः ।
श्रीमत्पीताम्बराख्यस्य द्वौ सुतौ परिकीर्तितौ ॥ १७ ॥

श्रीमच्छ्यामलजीसंज्ञः ख्यातो यदुपतिस्तथा ।
आत्मजौ द्वौ श्यामलस्य तत्राद्यो व्रजरायजित् ॥ १८ ॥
द्वितीयस्तनुजस्तस्य व्रजपालाभिधोऽभवत् ।
श्रीमद्यदुपतेः पुत्रः पुनः पीताम्बराभिधः ॥ १९ ॥
पीताम्बरसुतः ख्यातः पुरुषोत्तमसंज्ञकः ।
भाष्यादिग्रन्थजातस्य व्याख्याता वेदशास्त्रवित् ॥ २० ॥
एवं श्रीबालकृष्णानां चतुर्थस्योदितोन्वयः ।
व्रजालंकारसंज्ञस्य पञ्चमस्योच्यतेऽधुना ॥ २१ ॥
व्रजालंकारसंज्ञस्य द्वौ सुतौ संबभूवतुः ।
ज्येष्ठः श्रीविट्ठलेशाख्यो गोकुलेशाभिधोऽपरः ॥ २२ ॥
विट्ठलेशस्य चत्वारो बभूवुः सूनवः किल ।
ज्येष्ठः श्रीवल्लभः प्रोक्तो द्वितीयो मुरलीधरः ॥ २३ ॥
रणछोडस्तृतीयः श्रीव्रजालंकारकस्तथा ।
सुतास्त्रयो वल्लभस्य ज्येष्ठः श्रीबालकृष्णजित् ॥ २४ ॥
द्वितीयो वेङ्कटेशाख्यस्त्रिमल्लश्च तृतीयकः ।
बालकृष्णस्य विज्ञेयः सुतः श्रीद्वारिकेश्वरः ॥ २५ ॥
मुरलीधरपुत्रौ द्वौ ज्येष्ठः श्रीपुरुषोत्तमः ।
द्वितीयस्तनुजो ज्ञेयो श्रीमत्पीताम्बराभिधः ॥ २६ ॥
पुरुषोत्तमसूनू द्वौ श्रीदामोदर आदिमः ।
द्वितीयस्तनुजस्तस्य ख्यातो गोवर्धनाभिधः ॥ २७ ॥
अनिरुद्धो वल्लभश्च रणछोडसुतावुभौ ।
श्रीमद्गोकुलचन्द्राख्योऽनिरुद्धतनयः किल ॥ २८ ॥
श्रीमद्गोकुलचन्द्रस्य सुतो गोकुलनाथजित् ।
चतुर्विंशे पुरा प्रोक्तो व्रजालंकारसंज्ञकः ॥ २९ ॥
चत्वारस्तत्सुता ज्ञेया आद्यः श्रीव्रजजीवनः ।
व्रजवल्लभसंज्ञो वै द्वितीयोथ तृतीयकः ॥ ३० ॥
व्रजानन्दश्चतुर्थस्तु व्रजसुन्दरसंज्ञकः ।
गोकुलाधीशसंज्ञो हि जातः श्रीव्रजवल्लभात् ॥ ३१ ॥
एवं श्रीबालकृष्णानां पञ्चमान्वय ईरितः ।
पुरुषोत्तमसंज्ञस्य षष्ठस्य प्रोच्यतेऽधुना ॥ ३२ ॥
सुतः श्रीबालकृष्णाख्यो जातः श्री पुरुषोत्तमात् ।
एवं विट्ठलनाथानां तृतीयस्यात्मजस्य वै ॥ ३३ ॥

श्रीमतो बालकृष्णस्य वर्णितो वंशविस्तरः ।
अष्टाधिकात्र पञ्चाशत् संख्या प्रायेण कीर्तिता ॥ ३४ ॥

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीविट्ठलनाथतृतीयात्मजश्रीबालकृष्णवंश-
विस्तारवर्णनम्

अथ श्रीविट्ठलनाथचतुर्थात्मजश्रीगोकुलनाथवंशविस्तारवर्णनम् ।

श्रीमद्विट्ठलनाथानां चतुर्थतनयस्तु यः ।
श्रीमद्गोकुलनाथाख्यस्तदन्वयमथ ब्रुवे ॥ १ ॥
श्रीमद्गोकुलनाथस्य बभूवुस्तनयास्त्रयः ।
श्रीगोपालाभिधो ज्येष्ठोऽपरो विट्ठलरायजित् ॥ २ ॥
तृतीयस्तनुजस्तस्य ज्ञेयः श्रीव्रजरत्नजित् ।
सुतो विट्ठलरायस्य श्रीमद्गोवर्धनेशजित् ॥ ३ ॥
श्रीमद्गोवर्धनेशस्य चत्वारः सूनवोऽभवन् ।
श्रीमद्व्रजपतिर्ज्येष्ठो व्रजाधीशो द्वितीयकः ॥ ४ ॥
तृतीयो गोपिकाधीशश्चतुर्थो व्रजवल्लभः ।
एवं गोकुलनाथस्य कथितो वंशविस्तरः ॥ ५ ॥
व्यक्तयो नवसंख्याकाः प्रायेणात्र प्रकीर्तिताः ।

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीमद्विट्ठलनाथचतुर्थात्मजश्रीमद्गोकुलनाथ-
शविस्तारवर्णनम् । ॥

अथ श्रीमद्विट्ठलनाथपञ्चमात्मजश्रीरघुनाथवंशविस्तारः ।

श्रीमद्विट्ठलनाथानां पञ्चमस्योच्यतेऽन्वयः ।
श्रीमतो रघुनाथस्य बभूवुः पञ्च सूनवः ॥ १ ॥
देवकीनन्दनो ज्येष्ठः श्रीगोपालो द्वितीयकः ।
तृतीयो जयदेवाख्यो यशोदानंदनोऽपरः ॥ २ ॥
पञ्चमो द्वारिकानाथ इत्येवं ख्यातिमागताः ।
देवकीनंदनस्यासीत्तनयत्रितयं वरम् ॥ ३ ॥
आद्यः श्रीरघुनाथाख्यो द्वितीयो लक्ष्मणाभिधः ।
तृतीयस्तनुजस्तस्य ख्यातः श्रीवल्लभाभिधः ॥ ४ ॥
पुनः श्रीरघुनाथस्य देवकीनन्दनाभिधः ।
श्रीमतो लक्ष्मणस्यासीत् चिम्मल्लालाभिधः सुतः ॥ ५ ॥
श्रीकृष्ण इति विज्ञेयं चिम्मल्लालाभिधान्तरम् ।
त्रयः श्रीवल्लभसुता आद्यो गोकुलनाथजित् ॥ ६ ॥
द्वितियः श्रीविट्ठलेशस्तृतीयो जयदेवजित् ।

श्रीमद्गोकुलनाथस्य श्रीगोपालोऽभवत्सुतः ॥ ७ ॥
श्रीमतो विट्ठलेशस्य पुत्रौ द्वौ संबभूवतुः ।
श्रीमद्गिरिधरो ज्येष्ठो द्वितीयो वल्लभाभिधः ॥ ८ ॥
व्याख्याता यः सुबोधिन्याः सोयं श्रीवल्लभाभिधः ।
सूनू द्वौ गिरिधरस्य द्वारिकानाथ आदिमः ।
द्वितीयस्तनयस्तस्य विट्ठलेशाभिधोऽभवत् ॥ ९ ॥
श्रीमतो द्वारिकानाथात् संजाता षट् सुताः किल ।
आद्यः श्रीरघुनाथाख्यः श्रीमद्गिरिधरस्तथा ॥ १० ॥
श्रीगोविन्दस्तृतीयो हि चतुर्थो बालकृष्णजित् ।
पञ्चमो गोकुलनाथः षष्ठः श्रीयदुनाथजित् ॥ ११ ॥
श्रीमद्गिरिधरादासीद्देवकीनन्दनाभिधः ।
देवकीनन्दनादासीत्तनयत्रितयं परम् ॥ १२ ॥
आद्यः श्रीद्वारिकानाथो द्वितीयश्चिम्मनाभिधः ।
घनश्याम इति प्रोक्तं चिम्मनस्याभिधान्तरम् ॥ १३ ॥
विट्ठलेशाभिधस्तस्य तृतीयस्तनयोऽभवत् ।
पुरा श्लोके सप्तमे तु प्रोक्तः श्रीजयदेवजित् ॥ १४ ॥
तस्य द्वौ तनयौ प्रोक्तौ ज्येष्ठो गोकुलचन्द्रजित् ।
द्वितीयो गोकुलनाथो जयदेवस्य नन्दनः ॥ १५ ॥
श्रीमद्गोकुलचन्द्रस्य बालकृष्णाभिधोऽभवत् ।
एवं श्रीरघुनाथानां ज्येष्ठस्यान्वय ईरितः ॥ १६ ॥
श्रीमद्गोपालसंज्ञस्य द्वितीयस्याधुनोच्यते ।
गोपालस्य सुतो ज्ञेयो गोपेन्द्र इति विश्रुतः ॥ १७ ॥
गोपेन्द्रस्य सुतो ज्ञेयः पुनर्गोपालनामकः ।
द्वितीयो जयदेवाख्यो गोपेन्द्रतनयोऽभवत् ।
एवं श्रीरघुनाथानां द्वितीयस्योदितोन्वयः ॥ १८ ॥
तृतीयस्य चतुर्थस्य न श्रुतो वंशविस्तरः ।
द्वारिकानाथसंज्ञस्य पंचमस्यात्मजोऽभवत् ॥ १९ ॥
श्रीमद्गोकुलचन्द्राख्य एक एवातिविश्रुतः ।
श्रीमद्गोकुलचन्द्रस्य रघुनाथाभिधानवान् ॥ २० ॥
एवं विट्ठलनाथानां पञ्चमात्मजसन्ततिम् ।
वर्णयित्वाथ षष्ठस्य यदुनाथस्य वक्ष्यते ॥ २१ ॥
प्रायेण वंशजा ह्यत्र सप्तत्रिंशत्प्रकीर्तिताः ।

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीविट्ठलनाथपञ्चमात्मजश्रीरघुनाथवंश-स्तारवर्णनम् ।

अथ श्रीविट्ठलनाथषष्ठात्मजश्रीयदुनाथजी ( महाराजजी ) वंशविस्तारः ।

श्रीमतो यदुनाथस्य संभूतं पुत्रपञ्चकम् ।
आद्यः श्रीरामचन्द्राख्यो द्वितीयो मधुसूदनः ॥ १ ॥
तृतीयः श्रीजगन्नाथस्तुर्यो बालमुकुन्दजित् ।
पञ्चमस्तनयस्तस्य गोपीनाथाभिधोऽभवत् ॥ २ ॥
मधुसूदनसंज्ञस्य चत्वारः सूनवोऽभवन् ।
ज्येष्ठः प्रद्युम्नसंज्ञो वै द्वितीयो मुरलीधरः ॥ ३ ॥
तृतीयो विट्ठलेशाख्यः श्रीमणिश्च चतुर्थकः ।
द्वौ श्रीप्रद्युम्नतनयौ द्वारिकानाथ आदिमः ॥ ४ ॥
श्रीमद्विट्ठलनाथाख्यो द्वितीयस्तनुजः स्फुटः ।
श्रीमद्विट्ठलनाथस्य द्वौ सुतौ परिकीर्तितौ ॥ ५ ॥
श्रीमत्प्रद्युम्ननामाद्यो द्वितीयो मधुसूदनः ।
प्रद्युम्नस्य तु विख्याताश्चत्वारस्तनयाः किल ।
ज्येष्ठो श्रीयदुनाथाख्योऽपरो विट्ठलनाथजित् ॥ ६ ॥
तृतीयस्तनुजस्तस्य मुरलीधरसंज्ञकः ॥ ७ ॥
दामोदर इति ख्यातश्चतुर्थस्तस्य नन्दनः ।
यदुनाथस्य विज्ञेयः सुतो गोकुलनाथजित् ॥ ८ ॥
सुतो गोकुलनाथस्य पुनः प्रद्युम्नसंज्ञकः ।
सुता विट्ठलनाथस्य पञ्चसंख्याः प्रकीर्तिताः ॥ ९ ॥
पुरुषोत्तमनामाद्योऽपरः कल्याणरायजित् ।
गोपीनाथस्तृतीयो हि तुर्यो गोपालसंज्ञकः ॥ १० ॥
पञ्चमस्तनुजस्तस्य श्रुतो गिरिधराभिधः ।
वाराणस्यां समुत्पन्नौ सुतौ श्रीपुरुषोत्तमात् ॥ ११ ॥
आद्यः कल्याणरायाख्यो द्वितीयो जीवनाभिधः ।
तृतीयस्तनयस्तस्य मथुरानाथसंज्ञकः ।
तस्य नामान्तरं ख्यातं गोकुलोत्सव इत्यपि ।
गोपालस्य सुतः प्रोक्तः श्रीलालजीतिसंज्ञकः ।
श्लोके तु सप्तमे प्रोक्तो मुरलीधरसंज्ञकः ॥ १२ ॥
तनयाः पञ्च संजाताः श्रीमतो मुरलीधरात् ।
आद्यः श्रीबालकृष्णाख्यः श्रीमद्विट्ठलनाथजित् ॥ १३ ॥

द्वितीयोथ तृतीयस्तु ख्यातो गोवर्धनाभिधः ।
चतुर्थस्तनयो ज्ञेयो मधुसूदनसंज्ञकः ॥ १४ ॥
आत्मजः पञ्चमस्तस्य गोविन्द इति विश्रुतः ।
अष्टमे तु पुरा प्रोक्तो यः श्रीदामोदराभिधः ॥ १५ ॥
तस्यैकस्तनयः प्रोक्तो यदुनाथाभिधानवान् ।
श्लोके षष्ठे पुरा प्रोक्तो मधुसूदनसंज्ञकः ॥ १६ ॥
तस्यैकस्तनयो ज्ञेयो द्वारिकानाथनामकः ।
तृतीये यः पुरा प्रोक्तो मुरलीधरनामकः ॥ १७ ॥
तस्यैकस्तनयो ज्ञेयः श्रीमद्वल्लभसंज्ञकः ।
श्लोके चतुर्थके प्रोक्तो विट्ठलेशाभिधस्तु यः ॥ १८ ॥
श्रीमद्गोकुलमण्याख्यस्तस्यैकस्तनुजोऽभवत् ।
पुरा श्लोके चतुर्थे यः प्रोक्तः श्रीमणिनामकः ॥ १९ ॥
चत्वारः सूनवस्तस्य ज्येष्ठो माधवरायजित् ।
श्रीगोपालो द्वितीयस्तु तृतीयः पुरुषोत्तमः ॥ २० ॥
चतुर्थस्तनयस्तस्य श्रीमत्कल्याणरायजित् ।
सूनुः श्रीयदुनाथाख्यो जातः श्रीपुरुषोत्तमात् ॥ २१ ॥
श्रीमत्कल्याणरायस्य संजातं तनयत्रयम् ।
श्रीमद्गिरिधरो ज्येष्ठो द्वितीयो व्रजपालजित् ॥ २२ ॥
तृतीयस्तनुजस्तस्य श्रीमन्मोहनसंज्ञकः ।
श्रीमद्गिरिधरस्यासीत्तनयत्रितयं वरं ॥ २३ ॥
ज्येष्ठो जीवनजीसंज्ञो जगन्नाथो द्वितीयकः ।
तृतीयस्तनुजस्तस्य व्रजनाथाभिधोऽभवत् ॥ २४ ॥
एवं श्रीयदुनाथानां द्वितीयसुतसन्ततिः ।
उक्ताथ गोपीनाथस्य पञ्चमस्यात्मजोऽभवत् ॥ २५ ॥
गोपालमणिजित्संज्ञ एक एवातिविश्रुतः ।
एवं विट्ठलनाथानां षष्ठस्यान्वय ईरितः ॥ २६ ॥
श्रीमतो यदुनाथस्य पंचाशत्संख्यया मितः ।

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीमद्विट्ठलनाथषष्ठात्मजश्रीयदुनाथमहाराज-वंशविस्तारवर्णनम् ।

अथ श्रीविट्ठलनाथसप्तमात्मजश्रीघनश्यामवंशविस्तारः ।

श्रीमद्विट्ठलनाथानां सप्तमस्तनयः पुरा ।
घनश्यामाभिधः प्रोक्तस्तस्यान्वयमथो ब्रुवे ॥ १ ॥
द्वौ घनश्यामतनयौ तत्राद्यो व्रजपालजित् ।
द्वितीयस्तनुजस्तस्य चाचागोपीशसंज्ञकः ॥ २ ॥

चाचागोपीशतनयाश्चत्वारो बहु विश्रुताः ।
उपेन्द्रसंज्ञको ज्येष्ठः श्रीगोपालो द्वितीयकः ॥ ३ ॥
श्रीकान्ताख्यस्तृतीयः श्रीरमणाख्यश्चतुर्थकः ।
श्रीव्रजोत्सवनामा वै जातः श्रीरमणात्सुतः ॥ ४ ॥
दातृत्वादिगुणग्रामैर्विख्यातो जगतीतले ।
श्रीव्रजोत्सवसंज्ञस्य श्रीव्रजरमणाभिधः ॥ ५ ॥
वंशेस्मिन्नवरत्नानि प्रादुर्भूतानि भूतले ।

एवं श्रीवल्लभाचार्यवरवंशकल्पतरौ श्रीविट्ठलनाथसप्तमात्मजश्रीघनश्यामवंश-विस्तारवर्णनम् ।

रचितः कल्पवृक्षोयं त्रिचतुर्वसुचन्द्रके ( १८४३ ) ।
अब्दे शुक्लद्वितीयायां मासि ज्येष्ठे सुधाकरे ।

१ अथ संख्या श्रीमद्गिरिधरमुरलीधराभ्यां सह तदीयवंशरत्नानि २४७ सप्तचत्वारिंशत् शतद्वयं च ॥
२ अथ श्रीगोविन्दरायवंशरत्नानि २१ एकविंशतिः ॥
३ अथ श्रीबालकृष्णवंशरत्नानि ५८ अष्टपञ्चाशत् ॥
४ अथ श्रीगोकुलनाथवंशरत्नानि ९ नव ॥
५ अथ श्रीरघुनाथवंशरत्नानि ३७ सप्तत्रिंशत् ॥
६ अथ श्रीयदुनाथवंशरत्नानि ५० पञ्चाशत् ॥
७ अथ श्रीघनश्यामवंशरत्नानि ९ नव ॥

४३१

श्रीमदाचार्यवंशाब्धिरत्नसंख्या न निश्चिता ।
एकत्रिंशच्च चत्वारि शतान्यत्र प्रकीर्तिता ॥ १ ॥
प्रादुर्भूतान्प्रणम्याहं वंशेस्मिन् करुणालयान् ।
प्रार्थये दीनभावेन युष्मासु रतिरस्तु मे ॥ २ ॥
गुणरत्नसुधासिन्धुगोस्वामिव्रजभूषणैः ।
स्वीकृतो निर्भयाख्योहं कृतवान् कल्पपादपम् ॥ ३ ॥
संवत् १८४३ ज्येष्ठशुक्लद्वितीयायां रचितोयं कल्पवृक्षः ॥
यो बीजावापमारभ्य फलपाकावधि स्वयम् ॥
पोषितस्तं व्रजतरुं नाथो नापि जिहासति ॥ १ ॥

मिति मार्गशीर्ष सुदि २ गुरौ वासरे देवेश्वरात्मजइच्छारामेण लिखितोयं ग्रन्थः आत्मपाठार्थं वा परोपकारार्थम् ॥

॥ शुभं भवतु ॥

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमद्वल्लभाचार्यचरणकमलेभ्यो नमः ॥

# श्रीमदाचार्यश्रीवल्लभाचार्यना कुलनी वंशावलीनो अनुवाद.

ब्रह्मादिने पण दुर्लभ एवा श्रीकृष्णने योगीओ पाराने वश करे तेम जेमणे वश कर्यो ए श्रीमदाचार्यचरणनो वंश जगतमां सर्वेथी उत्कृष्ट रहो. ॥ १ ॥ चिन्तामणि सरखां तेमना नामो प्राकृत भाषाना कल्पवृक्षमां जोईने हुं सारी रीते तेने कहुं छुं. ॥ २ ॥ आ कल्पवृक्ष बधी शाखाथी युक्त छे, सारी रीते समजवा माटे तेनुं सरळ संस्कृत भाषामां हुं वर्णन करुं छुं. ॥ ३ ॥ प्रथम श्रीयज्ञनारायण सोमयाजी थया. तेनी पछी गङ्गाधर सोमयाजी थया. पछी गणेश सोमयाजी, ते पछी वल्लभ सोमयाजी थया. ॥ ४ ॥ तेना पुत्र लक्ष्मणभट्ट थया. ते मोटा प्रतापी अने विद्वानोमां श्रेष्ठ गणाया. तेमने त्यां श्रीवल्लभाचार्यवर, ते मनुष्य जेवा साक्षात् ब्रह्मना तत्त्वरूप थया. ॥ ५ ॥

तेने श्रीगोपीनाथ तथा श्रीविट्ठलनाथ नामना बे पुत्र थया. तेमां श्रीगोपीनाथ मोटा हता, अने श्रीकृष्णरूप–विट्ठलनाथ ए बीजा पुत्र प्रतापी थया. ॥ १ ॥ प्रथम पुत्र श्रीगोपीनाथजीना श्रीपुरुषोत्तमजीनामे एक बाळक थया.

द्वितीय श्रीविट्ठलनाथजी दीक्षितना सात पुत्रो थया. ॥२॥ तेमां श्रीगिरिधरजी मोटा हता, ते पिताना जेवा गुणवाळा हता. बीजा श्रीगोविंदरायजी थया, तेने पितामां सारी भक्ति हती. ॥ ३ ॥ कान्तिवडे कंदर्पना गर्वने हरनार श्रीबाळकृष्णजी नामना पुत्र त्रीजा थया. अद्भुत कीर्तिवाळा चोथा पुत्र श्रीगोकुलनाथजी थया. ॥४॥ करुणाना सागर पंचम पुत्र श्रीरघुनाथजी थया. ॥ ५ ॥ षष्ठ पुत्र श्रीयदुनाथजी मानसी सेवामां श्रेष्ट हता, ते पितानी प्रीतिना विषयरूप अने वियोग रसना तत्त्वने जाणनार तेमज पद्मावतीजीना पुत्र सप्तम श्रीघनश्यामजी थया. ॥ ६ ॥ ( आ सात पुत्रोमां छ श्रीरुक्मिणीना पुत्रो अने एक घनश्यामजी श्रीपद्मावतीजीना पुत्र समजवा). तेमां श्रीरुक्मिणीजीना प्रथम पुत्र गिरिधरजी ते मोटा हता, एटले ते बडे गिरिधरजीना नामथी प्रसिद्ध छे. तेना मोटा पुत्र मुरलीधरजी थया. ॥ ७ ॥ द्वितीय दामोदरजी तथा तृतीय गोपीनाथजी–( दीक्षितजी ) ए नामना त्रण पुत्रो थया. तेमां मोटा श्रीमुरलीधरजीनो वंश तो लीलामांज बीराजे छे. ॥ ८ ॥

बीजा पुत्र दामोदरजीना बे पुत्रो बाळकृष्णजी अने विट्ठलरायजी. ते विट्ठलरायजी वंशनी वृद्धि करनार थया. ॥ ९ ॥ श्रीविट्ठलरायजीना मोटा तेजस्वी चार पुत्रो थया. गिरिधारिजी, गोविंद दीक्षित ॥ १० ॥ श्रीबाळकृष्ण अने श्रीवल्लभ ए

तेमना क्रमथी नाम हतां. श्रीगिरिधारिने दामोदरनामे पुत्र हता. ॥ ११ ॥ ते दामोदरना पुत्रो त्रण थया. तेमां मोटा मुरलीधर, द्वितीय विट्ठलराय ॥ १२ ॥ अत्यन्त भाववाळा त्रीजा पुत्र गिरिधारी थया. १ श्रीगोवर्धन, २ श्रीगोविंद, ३ मुरलीधर ए उमरमां बाळक हता. ॥ १३ ॥ चोथा श्रीबाळकृष्णजी, ए चार श्रीविट्ठलरायजीना पुत्रो हता. दामोदर पहेला, गिरिधारी महाशय बीजा. ॥ १४ ॥ अने त्रीजा श्रीगोकुलनाथजी, ए त्रण श्रीगोविंदरायजीना पुत्रो थया. गिरिधारिजीना मोटा विट्ठलरायजी थया. ॥ १५ ॥

पहेलां गत १३ मा श्लोकमां श्रीदामोदरजीना पुत्र श्रीगिरिधारी नामे प्रख्यात थया, तेनो हवे वंश कहुं छुं. ॥ १६ ॥ श्रीगिरिधारीजीने पांच पुत्रो थया. श्रीरघुनाथजी, श्रीचिम्मनजी, श्रीकल्याणरायजी, श्रीघनश्यामजी, भगवच्छास्त्र (भागवत) मां तत्पर हता ॥ १७ ॥ १८ ॥ पांचमा गोपीनाथजी. तेमां पहेला पुत्र रघुनाथजीनो वंश कहुं छुं. रघुनाथजीने प्रसिद्ध चार पुत्रो थया. ॥ १९ ॥ श्रीगोविन्दराय, वल्लभ, नथ्थुजी अने जगन्नाथ ए तेमनां नाम छे. तेमां पहेला गोविंदरायने त्रण पुत्रो प्रसिद्ध थया. ॥२०॥ गिरिधारी, विट्ठलराय, श्रीगोकुलोत्सव, ए तेमनां क्रमथी नामो हतां. ॥ २१ ॥ तेमां गोकुलोत्सवना बे पुत्रो हता, तेमां गोपेश्वरजी मोटा, अने लक्ष्मीनृसिंहजी नाना हता. ॥ २२ ॥

हवे १८ मा श्लोकमां जे चिम्मनजी कह्या तेना पुत्र पांच. तेमां पहेला श्रीगोकुलनाथजी ॥ २३ ॥ बीजा व्रजनाथजी, त्रीजा हरिरायजी, चतुर्थ श्रीविट्ठलनाथजी, अने पांचमा श्रीवच्छाजी थया ॥ २४ ॥ श्रीव्रजनाथजीना त्रण पुत्रो थया. तेमां प्रथम द्वारकानाथ, बीजा बालकृष्णजी, त्रीजा श्रीलक्ष्मणजी थया. ॥ २५ ॥ द्वारकानाथना पुत्र श्रीगोवर्धनजी थया. बालकृष्णना पुत्र गोकुल नाथजी थया. ॥२६॥

हवे अढारमा श्लोकमां कल्याणरायजी कह्या छे तेना पुत्र बाळक हता, तेनुं नाम दामोदर हतुं. श्रीकल्याणरायजीथी नाना भगवच्छास्त्रतत्पर घनश्यामजी अढारमा श्लोकमां कह्या छे तेना पांच कुमारो थया. ॥ २७ ॥ पहेला मथुरानाथ, बीजा मुरलीधरजी, त्रीजा यदुनाथजी, चोथा पुरुषोत्तमजी थया. ॥ २८ ॥ पांचमा श्रीगोपाळजी नामथी प्रसिद्ध हता. श्रीयदुनाथजी तृतीय पुत्र कह्या तेना मोटा घनश्याम थया. ॥ २९ ॥ नाना पुत्र श्रीकल्याणरायजी थया.

एम विट्ठलरायना पुत्र गिरिधारीनी संततिनुं वर्णन करीने हवे गोविंदरायनो वंश कहेवाय छे. ॥३०॥ पहेला दशमा श्लोकमां श्रीविट्ठलरायजीना बीजा पुत्र, श्रीगोविंदरायजी कह्या छे. ॥ ३१ ॥ तेमने मोटा कल्याणरायजी, न्हाना मोहनजी प्रसिद्ध हता. एम बे पुत्रो थया. ॥ ३२ ॥ तेमां मोहनजीने त्रण पुत्रो मथुरानाथ, दामोदर अने गोविंदजी थया. एम विट्ठलरायना बीजा पुत्रनो वंश कह्यो. ॥ ३४ ॥ हवे त्रीजा बाळकृष्णजीनो वंश कहेवाय छे.

